ઓગષ્ટ ૧૯૧૮

# પુષ્પહાર.

દ્વિતીય પુષ્પ



## વ્હાલા માટે!

### રાગ સોરઠની સાખી.

**સમુદ્રને !** શાંત તરંગો તુજ તણા, જળનિધી તો આવે;<br>
સંદેશો શો પ્રાણનો, લખીત કંઇ લાવે.

**કોયલને!** કોયલડી ટહુકે ઘણું, વાતલડી કહું આવ;<br>
જા ઉડી મુજ પ્રિય ભણી, ગાન મધુર સુણાવ

**વાદળીને!** વિયોગથી બળતા હશે, મમ વહાલા નિરધાર;<br>
જા જઇને તું વાદળી, કર સીંચન શીત ધાર.

**પ્રભુને !** વલ્લભ વહાલ કરી અતિ, સુરક્ષિત પ્રિય રાખ.<br>
સુખ વૃદ્ધિ કરજે તુંહી, વિનવણી મમ દાખ.

**" વસન્ત વિહારી "**

**કચ્છ-મુંદ્રાવાલા.**

# ફુલડાં !

કોમળ ખીલેલી પાંખડી રૂડાં તરૂ પર ઝુલતાં,
કે રૂપથી કૈં ગન્ધથી, આ જગતને શ્રૃંગારતા;
ઝેરી હવા સંસારની, ના લાગતી તમને જરા,
શ્રેષ્ટ છે તમ જીવન કે, આદર પ્રભુનો પામતાં,
જીવન તમારૂં અલ્પ પણુ, ઉપકાર બહુ કરતાં તમે;
તેમાં નહીં વળી ભિન્નતા, સમ દૃષ્ટિ રાખો સહુ પરે.
જીવન અમારૂં દીર્ઘ છે, પણ નહીં નહીં રે તમ સમું
સ્વાર્થમાં જન હૃદયને આ જગત આખું ઝુંકતું.
મમ પ્યારી હોયે સૂણુતી ને, હું હઉં કૈં વાંચતો,
મીઠી સુગન્ધી તમ તણી હું પ્રેમથી ત્યાં પામતો;
મ્હારી ગ્રીવાને અર્પવા પ્યારી ગૂંથે કદી હારજો,
" ના વીંધ કોમળ પુષ્પ એ" કહીને સદા હું વારતો.
સંસારનાં સૌ માનવી કંઈ કાર્યનો બદલો ચહે,
દુઃખ વેઠીને સુખ આપતાં, ના ઈચ્છતાં બદલો તમે;
કોઇ છુંદતું કોઇ વીંધતું, ના શોક તેનો તમ દિલે.
કો' ગન્ધ લઇ પંપાળતું, ના હર્ષ તેનો તમ દિલે.
મમ પ્યારીને ને જગતને, તમને તજી કદી જાઉં તો,
તમ જીવનનો ઉદ્દેશ તે, મમ પ્યારીને શીખવાડજો;
જેવાં તમે છો ફુલડાં તેવીજ મમ જીવન સખી,
કૈં પ્રેમથી કૈં રેંમથી, ખુશ રાખજો તેને વળી.

"આરામ ગૃહ,'
અડવા. (સુરત)
} અંબેલાલ સવરામભાઇ દેશાઇ.

# કુદરતની ભેદી લીલા!

---

( ભૈરવી–કોઈ રબકી મરજી કયા જાને ? એ લય. )

ઓ દીનબંધુ ! દીનવત્સલ ! તું, આ, શા શા ઠાઠ જમાવે છે,
મુકુન્દ ! મદારી ! માધવ ! તું અહિં કંઇ કંઈ રંગ બનાવે છે !!
જીવ વાનર સેના સૃષ્ટિમાં, કેદી થઇ ત્હારી શક્તિમાં
બડી માયાની અનુરક્તિમાં, પડી વિષય વિષ ભક્તિમાં !
કંઇ દાવ પેચની યુક્તિમાં, કંઇ ઉંધી સીધી ઉક્તિમાં,
કોઇ લીન બનીને ભક્તિમાં, મન ધરતા અવિચળ મુક્તિમાં !
દોરી ખેંચીને માયાની, એ સહુંને નાચ નચાવે છે !—મુકુન્દ !
કોઇ છેલા મેલા ફેલા છે ! કોઇ ફકકડ ફંદ ભરેલા છે !
કોઇ મમતા માંહિ મરેલા છે ! આપ્યાં વચનો વિસરેલા છે. !
સહુ એક માંટીના થેલા છે. જલ કણતુજ ઝરણ ઝરેલા છે,
ઘટ ઘટમાં ઘાટ ઘડયા એકે, તે કેમ જૂદા દર્શાવે છે !—મુકુદ !
લીલા જોતો આ કુદરતની, ખોલીને આંખો અંતરની !
વારિ ! વારિ ! બલિહારી છે ! બાજીગર ! જાદુ મંતરની !
ફારી સુરનર કે મુનીવરની, ચાલે નહિં કંઇ કારિગરની !
પ્રિય નટખટ નટવર ! નાગરની, શી ખુબી વર્ણું ધરણી ધરની!
આ રંક 'વસન્ત' ઉભો દ્વારે, તુજ સૃષ્ટિ ચક્ર તપાસે છે !
આંટી ઘુંટીમાં અકળાતો, શ્રીચરણે શિષ નમાવે છે !—મુકુંદ !

---

# ગરીબી છે પ્રભુ પ્યારી

ગરીબી તે અમલદારી અમલદારી ગરીબી છે,
અમલદારી અમલદારી ગરીબી છે પ્રભુ પ્યારી;
બગીચા બંગલોઓમાં પ્રભુતા છેજ પરવારી,
અતિથિના જવા વારી ગરીબી છે પ્રભુ પ્યારી;
ગરીબો ઝુંપડાઓમાં પ્રભુ નામે જાપ પરવારી,
પ્રભુના પ્રેમમાં ભારી ગરીબી છે પ્રભુ પ્યારી.
અમીરોની અમીરીમાં હરાવેલી અધારી છે,
પુજાનો ઠાઠ ખાલી છે ગરીબો છે પ્રભુ પ્યારી:
રૂપેરી કાચ પ્યાલામાં ભરો નૈવેદ્ય ધરવામાં,
સજાવ્યો શોખ ફેશનનો ગરીબી છે પ્રભુ પ્યારી;
ભલે લુખી અને ન્હાની ગરીબોની પુજા ભાવી.
ભલે ત્રાંબા તણાં પાત્રો ગરીબી છે પ્રભુ પ્યારી
ભલે પુષ્પો તણી માળા ભલે ના મોતી પરવાળા.
હૃદય પ્રેમાળ બીચારાં ગરીબી છે પ્રભુ પ્યારી,
ભલે લક્ષ્મી અને ફેશન મુબારક હો ! અમીરીનાં,
અમલદારી ગરીબી પણ ગરીબી છે પ્રભુ પ્યારી.

હરિમંદીર
પીજ

હરિરામ.




ગતાંકથી ચાલુ.

એટલું બોલી તે સંન્યાસી ક્ષણાર્ધાંત અંતર્ધ્યાન થયા અને તત્કાળ યુવક પણ જાગૃત થયો. આ સ્વપ્નથી તેનાં દુઃખવ્યાપી ચિત્ત પર ઉત્તમ પ્રકાશ પડ્યો. અજ્ઞાન તીમીરમાં ભટકનારૂં તેનું મન જ્ઞાનના પ્રકાશમાં આવવાથી તેનું દુઃખ નાશ પામ્યું. સંસારમાંથી તેનું મન પરાવૃત થઇ તે વિરક્ત થયો. તત્કાળ તે પોતાની ભાર્યાના દેહને અગ્નિસંસ્કાર કરીને પાછો ઘેર આવ્યો. અને સન્યાસીનો ઉપદેશ અમલમાં મુકવા માટે સાધુ વેષ ધારણ કરી ગૃહત્યાગ કર્યો.

(૩)

સ્વપ્નમાં ઉપદેશ કરનાર સાધુની ભેટ લઇ તેનાં જ્ઞાનામૃતનું બ્રહ્મજ્ઞાનનું પાન કરી રહેવું એવો તેનો મુખ્ય ઉદ્દેશ હતો. અને તેને માટે તેણે સંસારનો અને તેની સાથે ગૃહનો પણ ત્યાગ કર્યો હતો.

ઉદર પોષણ પૂરતી ભિક્ષા માગવી અને સદ્ગુરૂની શોધ કરવી એવો ક્રમ આદરી યુવક તે ઉદ્યમે લાગ્યો હતો. અનેક તીર્થ ક્ષેત્રોમાં તેણે તે સંન્યાસીની સદ્ગુરૂની શોધ કરી પરન્તુ તેને કોઈ પણ ઠેકાણે તેની ભેટ થઇ નહીં. આખરે ફરતો ફરતો તે બ્રહ્મપુર નામના નિસર્ગ રમ્ય એવા આવી પહોંચ્યો. આ ગામમાં પૂર્વ બાજુના પર્વત પર એક બ્રહ્મનિષ્ટ મહાન્ યોગીએ પોતાનું નિવાસસ્થાન કરેલું

છતું, એવી તેને બાતમી મળતાંજ તે અત્યુત્સુકતાથી તેનાં દર્શન કરી તેને પ્રસન્ન કરવા ત્યાં ગયો.

શુદ્ધ ત્રયોદશીનો ચન્દ્રમાં આકાશમાં વિરાજમાન થયેલો હતો. પુષ્કરણીમાં ચન્દ્રનાં શતશઃ પ્રતિ બિમ્બ દૃગ્ગોચર થતાં હતાં. કુમુદ, કલ્હારઅને બીજાં અનેક પ્રફુલ્લિત મનોહર રકત પદ્મના યોગથી તે પુષ્કરણી સુશોભિત અને રમણીય દેખાતી હતી. તે વખતનો તેનો દેખાવ અતિ મનોહર નયાના—લ્હાદકારી અતુલનીય હતો. મનોહર ક્ષેત્ર અને તેના ઉપર દેદીપ્યમાન એવા ચંદ્રની શીતલ જ્યોત્સનાની મનોહર છાયા એવું એ એકત્ર થયેલું મનોહર સૃષ્ટિસૌંદર્ય તે યુવકની નજરે પડતાંજ તેને અત્યાનંદ થયો. જ્યાં જુએ ત્યાં સર્વજ અપૂર્વ, અલૈકિક એવાંજ ગિરિશીખરો અને એવીજ પુષ્કરણી, આજ સુધી કદાપિ તેણે જોઈજ નહોતી. અસ્તુ.

એ ગિરિશીખર પર એક પર્ણકુટીમાં એક વૃદ્ધ અને તેજઃપુંજ એવા યોગી ધ્યાનસ્થ થઇ બેઠા હતા. યુવકે તે ઠેકાણે જઇ તેનું પવિત્ર દર્શન કર્યું, અને તેને પ્રણામ કરી તે નમ્રપણે બોલ્યો "ભગવાન ! આપના વંદનીય ચર્ણોમાં આ દાસની એક નમ્ર વિજ્ઞપ્તિ છે" !

ગંભીર મુખ મુદ્રા કરી યોગીએ યુવક તરફ દ્રષ્ટિ કરી કહ્યું:-"પુત્ર: તુ કોણ છે ? અને આવે વખતે મારી પાસે તું કયો હેતુ સિદ્ધ કરવા માટે આવ્યો છે ?"

યુવકે પોતાની સર્વ હકીકત નિવેદન કરી છેવટે તે બોલ્યો, "હું સંસારથી વિરકત થયેલો હોવાથી મને બ્રહ્મજ્ઞાનનો અલભ્ય લાભ આપશો એવા હેતુથી હું આપના ચર્ણ પાસે આવ્યો છું. એ જ્ઞાનનો

લાભ આપના અનુગ્રહથીજ થનારી છે એવી મારી દૃઢ ખાત્રી છે. ભગવન્! દાસ પર કૃપા કરી આપના સત્‌સમાગમનો લાભ આપો."

ફરી એકવાર યુવકનું સુક્ષ્મ અવલોકન કરી યોગી બોલ્યાઃ—"બેટા! તારી ઇચ્છા અત્યુત્તમ છે. પરન્તુ તું જે મેળવવાને ઇચ્છા કરે છે તે બ્રહ્મનું જ્ઞાન સાધ્ય થવું મહામુશ્કેલ છે! એટલા માટે...."

"ભગવાન! તે સાધ્ય કરવા માટે જોઇએ તે કરવા હું તૈયાર છું! કૃપા કરી આપ મને તે માર્ગ બતાવો."

કિંચિત્‌હાસ્ય કરી યોગી બોલ્યા. "તારી ઇચ્છા એવી છે તો હરકત નહીં. ઠીક છે. તે માર્ગ હું તને બતાવીશ પણ તું તે પહેલાં એવું કર કે આ ગિરિની નીચે બે સંલગ્ન થયેલાં તાડ વૃક્ષ છે તે વૃક્ષનાં થડ પાસે અત્યારેજ જઇને બેસ. થોડીવાર પછી હું તે ઠેકાણે આવીશ. હું આવું ત્યાંસુધી તું ત્યાંથી કોઇપણ ઠેકાણે જઇશ નહીં!"

"ઠીક," એવું કહી યુવક ત્યાંથી જઈ તે વૃક્ષનાં થડ આગળ જઈ બેઠો.

યુવકને ત્યાં ગયાને બે કલાક થઇ ગયા પણ યોગીનો પત્તો ન હોતો. આખા દિવસના શ્રમથી તે તદન થાકી ગયેલો હોવાથી અને શરીર અને મનને આનંદ આપનાર ત્યાંના શીતળ સુગંધિત વાયુની લ્હેરીઓથી તેને ક્યારે નિંદ્રા આવી તે કંઈ તેનાથી સમજી શકાયું નહીં. થોડા વખત પછી તે જાગૃત થયો એમ તેને લાગ્યું. તેણે ચારે તરફ દ્રષ્ટિ ફેરવી જોયું તો રાત્રી ઘણી ગઇ છે, અને ચંદ્રનાં શીતળ કિરણોમાં સૂર્યનાં પ્રખર કિરણો દિવ્ય હાસ્ય કરી રહયાં છે એવું નિંદ્રા અને સુસ્તીથી જડ થયેલી દ્દષ્ટિએ તેણે તે મનોહર સૃષ્ટિ સૌન્દર્યનું

અવલોકન કર્યું. અદ્યાપિ યોગી મહારાજ કેમ આવ્યા નહીં એવો વિચાર કરતો તે ઉઠીને બેઠો થયો. એટલામાં અકસ્માત નિસ્તબ્ધ શાન્તતાનો ભંગ કરનાર મધુર સંગીતરવ તેના કાને સંભળાવા લાગ્યો. થોડો વખત ગયો ન ગયો એટલે તો તે સંગીત ધ્વનિ તદ્દન નજીકજ સંભળાય છે એમ તેને લાગ્યું. તેણે આસપાસ નિરીક્ષણ કર્યું પણ તે સંગીત ધ્વનિ ક્યાંથી આવે છે તે કલ્પના તેનાથી થઇ શકી નહીં. યોગીઓની સમાધિ સુદ્ધાં ભંગ કરનાર એવો તે મધુર સંગીતરવ શ્રવણ થતાંજ તે તેમાં તલ્લીન થઇ ગયો !–તે મુગ્ધ થયો !—અને થોડો વખત ગયો એટલામાં એક અત્યંત લાવણ્યવતી નવયૌવન સંપન્ન રમણી પોતાની કેટલીએક સર્વાંગ સુન્દર સખીઓ સહ ગજગતિથી વનવિહાર કરતી મધુર ગીત ગાતી ગાતી મ.રા તરફ આવે છે એવું તેને લાગ્યું. તેના સંગીત ધ્વનિથી મુગ્ધ થયેલો યુવક તેનું અલૌકિક સૌંદર્ય જોઈ અતુલનીય મોહિત થયો ! તેની કલ્પિત સૌંદર્યપ્રભાથી તેનાં નેત્રો અંજાઇ ગયાં. તે રમણીના મુખમાંથી નીકળતા મધુર સંગીત ધ્વનિમાં તેની સખીઓ પોતાનો મુંજુલ સ્વર વિલીન કરતી હતી. અને તેમના સુકોમળ ચર્ણના નૂપુરનો અવાજ તાલનું કામ કરતો હતો. તે લાવણ્યવતી રમણી મધ્ય ભાગે અને બંને બાજુએ તેની સખીઓ, એવા ઠાઠથી તે આવતી હતી. તેણે ધારણ કરેલાં રત્નાલંકાર અને બહુમૂલ્ય પરિધાન કરેલાં વસ્ત્રો જ્યોત્સનાના ધવલ પ્રકાશમાં અપૂર્વ પ્રકાશથી ચમકતાં હતાં. તે સુંદરા એવો મધુર આલાપ કરતી હતી કે તેનો નજીકની ગિરિકંદ્રામાં પ્રતિધ્વનિ થતો હતો. આ પ્રકાર શું છે ? હાલ હું ક્યાં છું ? આ લલના સમૂહ કોણ ? ક્યાંથી આવ્યો ! આ અમરાપતીનું નંદનવન કે ગાંધર્વ નગરી પુરાણ વર્ણ

એથી આ રૂપસમ્પન્ન યુવતિ રંભા, ઉર્વશી, કે તિલોત્તમા તો નહીં ? એવા પ્રકારના વિવિધ કલ્પના તરંગ તે યુવકના મનમાં આવે છે, એટલામાં તો તે લલના સમૂહ અકસ્માત તેની આગળ આવીને ઉભો રહયો. વિસ્મીત દ્રષ્ટિથી તે તે રમણી તરફ જોતો હતો, એટલામાં તો તે લાવણ્યવતી રમણીએ તેને અધિકારદર્શક સ્વરે કહ્યું.—" તું કોણ છે ? અને આવે વખતે આ ઠેકાણે બેસીને તું શું કરે છે ?"

યુવકે કહ્યું " કોઇ નહીં; હું તો એક સાધુ છું ? અહીં હું યોગી મહાત્માની મુલ લેવ બેઠેછું, " યુવકના મુખમાંથી " સાધુ છું " એ વાક્ય સાભળતાંજ તે લલના સમૂહ તેને જોવા લાગ્યો અને અટ્ટહાસ્ય કરવા લાગ્યો. પછી તે લાવણ્યવતી વ્યંગ સ્વરે યુવકને કહેવા લાગી:—" મહારાજ ! આપના સરખા સાધુઓ અમે આજ સુધીમાં પુષ્કળ જોયા છે ! તેમાં સાધુઓ કરતાં ભેદુઓ વધારે માલુમ પડયા છે. આપની એકન્દર સ્થિતિ તપાસતાં આપ પણ તેવા ભેદુજ દેખાઓ છો ! "

રમણીના મુખથી આ શબ્દો બહાર પડતાંજ સર્વ અન્ય સાહેલીઓ ખડખડ હસવા લાગી.

યુવક મોટી વિપત્તિમાં પડયો. આ મંડળી કોણ છે ! એ બાબત તે કંઇપણ તર્ક કરી શકયો નહીં. એમ કરતાં કરતાં તે યુવતિ સમૂહ તેને વધારે સતાવવા લાગ્યો. હું અહીં શા માટે આવ્યો હઇશ, એમ યુવકના મનમાં થયું. હવે શું કરવું ? તે વિચારમાંજ તે હતો એટલામાં તે લાવણ્યવતી પોતાનાં સખીમંડળને ઉદ્દેશીને બોલી:— " સખીઓ ! લ્યો તેને આપણી સાથે ! " રમણીની આજ્ઞાનો તત્કાળ અમલ થયો. સખીઓ તેને ત્યાંથી ઉચકીને ચાલવા લાગી સખી

એના હસ્તસ્પર્શથી યુવકનું અંગ રોમાંચિત થયું. તે મધુર સ્પર્શ-તે સુંદર સુંદરીઓના સુકુમાર હસ્તનો સ્પર્શ હમ્મેશને માટે મને મળે એવી તેના અંતઃકરણમાં ઇચ્છા ઉત્પન્ન થઇ. આ સખીઓનો સ્પર્શ જ્યારે આટલો મોહક છે ત્યારે તેની બાઇ સાહેબનો-તે સર્વાંગ સુંદર સુંદરીનો-સ્પર્શ કેટલો આનંદદાયક હશે? આ વિચાર યુવકના મનમાં આવતાંજ રમણીએ મૃદુ હાસ્ય કરી કહ્યુઃ-"મહારાજ! ચાલો, મોડું થાય છે. તમારા સરખા ગૃહસ્થ અમને અત્યંત પ્રિય હોવાથી તેની સેવા કરવામાં અમે કૃતકૃત્ય થયેલાં [illegible]માનીએ છીએ. અમે તમારી સેવા કરનાર છીએ."-રમણીના આ બોલવાનો અર્થ યુવક બીલ્કુલ સમજ્યો નહીં. તેનાં હાસ્ય અને પ્રેમે તેની સ્થિતિ માત્ર એક મંત્ર મૂઢ નાગ પમાણે થઇ. તે તેઓની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડા વખતમાં તે યુવક સહ સર્વ લલનાઓ એક ચોક્કસ જગ્યાએ આવી પહોંચ્યાં. તે ઠેકાણે એક સુંદર અશ્વ રથ સજ્જ હતો. તેમાં તે લાવણ્યવતી રમણી મુખ્ય સ્થાને બેઠી અને પોતાની નજીક યુવકને બેસાડ્યો. અને તેની બીજી સખીઓ આજુ બાજુ બેસી ગઇ અને તે પૈકી બે જણી સારથીનું કામ કરવા લાગી. અલ્પ સમયમાં રથ ચાલવા લાગ્યો તે રમણી યુવકની તદ્દન નજીકજ તેને સ્પર્શ કરીને-બેઠેલી હતી. અને તેથી યુવકનું સર્વાંગ રોમાંચિત થતું હતું. રમણીએ પૂર્વવત્ સંગીતનો આરંભ કર્યો તે મધુર સંગીત ધ્વનિ નૂપુરનો અતિમનોહર રવ નેત્ર કટાક્ષથી ચમકતી વિદ્યુત્પ્રભા અને વારંવાર થનારો અંગ સ્પર્શ એ સર્વથી યુવકનું હૃદય અત્યંત વિહ્વલ થતું હતું. દિવ્ય લોકમાં એક પ્રકારનું અલભ્ય સુખ હું ભોગવું છું એમ તેને લાગ્યું.

હું નિષ્કાંચન સર્વ સંગ પરિત્યાગ કરેલો સાધુ મને લઇ જઇને આ મંડળી શું કરશે ? આ વિષયનો યુવક પોતાના મન સાથે વિચાર કરે છે એટલામાં અકસ્માત તે રથ ઉભો રહયો. ત્યાંથી થોડે અંતરે એક ભવ્ય અને સુંદર મંદિર દેખાતું હતું, અને મંદિર તરફજ યુવકની દૃષ્ટિ લાગી રહી હતી. રથ ઉભો રહેતાંજ સર્વે મંડળ ત્યાં ઉતર્યું, અને તે મંદિરમાં જવાને ઉદ્યુકત થયું. યુવકે આસપાસ દૃષ્ટિ ફેરવી 'મારે કોઇ બીજી જગ્યાએ જવું" એવો ઠરાવ કરી તે અન્ય દિશા તરફ જવા લાગ્યો. તેવામાં તે લાવણ્યવતી તેનો હાથ પકડી બોલી " આપ કયાં જાઓછો ? " યુવકે કહ્યું " હું વૈરાગી તમારા રાજમંદિરમાં આવીને શું કરૂં ? હું ભિક્ષા માગી..."

" વાહ ! વાહ! વૈરાગી પુરૂષને રાજમંદિર શું અને અરણ્યમાંની પર્ણકૂટી શું ? તેને તો બન્ને સરખાંજ છે. એમ બનેજ નહીં. આપને તો અમારી સાથે આવવુંજ પડશે નહીં તો અમને સર્વને તમારી સાથે લઇ જવાં પડશે. કારણ કે અમે તમારી સેવાનાં ભૂખ્યાં છીએ.

એવું કહી તે યુવક સાથે હાસ્યવિનોદ કરવા લાગી. એટલુંજ નહીં પણ તેના તરફ એક કટાક્ષમય દ્રષ્ટિ ફેંકી પોતાના સુકોમળ ગજ સુંઢ જેવા હસ્ત તેના સ્કંધે વીંટાળ્યા. યુવકની સ્થિતિની કલ્પના પ્રિય વાંચક તુંજ કરીલે ! તે ભાનરહિત થયો. અને એકપણ શબ્દ બોલ્યા સિવાય તે રમણીની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

તત્કાળ યુવક સહ તે રમણી મંડળ રાજમંદિરમાં આવી પહોં-ચ્યું. દીપક પ્રકાશથી પ્રકાશીત થએલાં મંદિરમાં પ્રવેશ કરતાંજ યુવક દિગમૂઢજ થઈ ગયો. એ સુંદર મહેલમાં આવતાંજ સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જિત થએલી દાસીઓ તેની સેવામાં આવી તેને સ્નાન ગૃહમાં લઈ જઈ સુગંધી

તેલ ઇત્યાદિથી તેના શરીરનું મર્દન કર્યું. અને સુગંધિ ઉષ્ણોદકથી તેને સ્નાન કરાવ્યું. પછી તેનો સાધુ વેશ ઉતરાવી બહુ વિધ બહુમૂલ્ય વસ્ત્રાલંકારથી સજ્જ કરી એક સુંદર મહેલમાં લઇ જવામાં આવ્યો. સ્નાનાગારમાંથી સુંદર મહેલમાં જતાં યુવકે અનેક મહેલો જોયા તે પ્રત્યેક મહેલ જોતાં યુવકને આનંદ અને વિસ્મયતા લાગતાં હતાં. તે મહેલ પૈકી એક મહેલમાં તેની નજર જતાંજ તેને અત્યંત આશ્ચર્ય લાગ્યું. તે મહેલમાં યુવકના પૂર્વના વેશ સરખાં કેટલાંએ ભગવા વસ્ત્ર ખૂંટીઓ પર મુકેલાં તેને જોયાં અસ્તુ.

થોડા વખતમાં તે દાસીઓએ તેને તેજ મહેલમાં લાવી મુકયો. તે મહેલનું નિરીક્ષણ કરતાં યુવકના મનની જે સ્થિતિ થઈ તે કળી શકાય તેવી નહોતી ! આ મહેલ સરખો શ્રૃંગારેલો મહેલ આજ પર્યંત તેના જોવામાં આવેલોજ નહોતો. આ મહેલમાના એક ઓરડામાં એક સુંદર સિંહાસન ગોઠવેલું હતું. તે ભરગચ્ચી કિનખાબથી ભરેલું અને અનેક કળા કૌશલ્યથી શૃંગારેલું હતું. અને તેનાપર અમૂલ્ય રત્નો જડી લેવામાં આવ્યાં હતાં. મહેલમાં ઉત્તમ પ્રકારની રોશની કરવામાં આવી હતી. અને જ્યાં ત્યાં મુકેલી સુવર્ણની અત્તર દાનીઓમાંનું અત્તર ઉત્તમ સુગંધ ફેલાવી રહ્યું હતું. ઉપર નિર્દિષ્ટ સિંહાસન પર એક અનુપમ રૂપવતી રમણી અમૂલ્ય વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ આરૂઢ થએલી હતી. તેના તરફ યુવકની નજર જતાંજ તેના અદ્વિતીય રૂપથી—સ્વર્ગીય સૌંદર્યથી તેની સ્થિતિ એકાદ વિષય વિહ્વલ પુરૂષ જેવી થઇ, પ્રથમ તો તે તે રમણીને ઓળખી શકયો નહીં જે લાવણ્યવતી રમણીએ તેને મુગ્ધ બનાવ્યો હતો અને જે યુવકને મહેલમાં લાવી હતી તેજ આ રમણી હતી, પરંતુ તેણે પૂર્વનો વેશ બદલી ઉત્તમ

પોષાક પહેરેલો હોવાથી અને નાના વિધ સુંદર રત્નાલંકાર ધારણ કરેલાં હોવાથી અને પ્રથમ કરતાં અત્યારનું તેનું સૌંદર્ય અદ્વિતીય દીખાતું હોવાથી યુવક તેને ઓળખી શકયો નહીં.

યુવકને જોતાંજ તે રમણી તુરતજ સિંહાસન પરથી ઉઠી અને મૃદુ હાસ્ય કરી તેનો હસ્ત પકડી તેજ સિંહાસન પર બેસાડયો; અને પોતે પણ તેની નજીકજ બેઠી. તુરતજ બે દાસીએ નાના વિધ ખાદ્ય પદાભરેલી બે સુવર્ણ થાળ તેમની આગળ લાવી મુકી. એટલે રમણીએ યુવકને આરોગવા માટે વિનંતિ કરી અને પોતે પણ તેની સાથે આહાર કરવા લાગી. આ મંદિરમાં પગ મુકયા પછી યુવકે કોઇ પણ વાતની આનાકાની કરી નહોતી. તે રમણી, અગર તે મંડળીમાંની કોઇપણ યુવતિ તેને જે જે કરવાનું કહે તેમાં કોઇપણ જાતનો વાંધો ન લેતાં તે કરતો હતો, અને તે તેને પ્રિય લાગતું હતું. તે રમણી સાથે તેણે મોટા આનંદથી આહાર કર્યો. આહાર કર્યા બાદ છેવટે તે રમણીએ બે સુવર્ણ પાત્ર મદિરાથી ભરેલાં મંગાવ્યાં. તે પૈકી એક યુવકને આપવા લાગી. પરંતુ યુવકે તેનો અસ્વીકાર કરવા માત્ર આગ્રહ કર્યો. આજ પર્યંત તેણે મદિરાનો કદી સ્પર્શ સુધ્ધાં લીધો ન હોતો. મદિરાપાન અત્યંત નિંદ્ય છે એવી તેની સરળ સમજુતી હતી. તેથી હવે શું કરવું? એ વાતની વિટંબના તેના મનમાં થવા લાગી. એટલામાં તે રમણીના સ્નિગ્ધ પ્રેમ કટાક્ષનો તેના કામવિહ્વળ હૃદય પર આઘાત થતાંજ તેણે મદિરાનો સ્વીકાર કરવાનો નિશ્ચય કર્યો- તેણે રમણી સાથે મદિરાપાન કર્યું. ત્યારબાદ તે ઠેકાણે કેટલીક રૂપવતા રમણીઓ આવી, અનેક પ્રકારનાં વાજીત્રો સાથે મનોહર નૃત્યગાન કર્યું. તે સમ્પૂર્ણ થયા બાદ તે લાવણ્યવતી

રમણી ત્યાંથી ઉઠી બહાર ગઇ. બે દાસીઓ યુવકને શયન ગૃહમાં લઇ ગઇ તે શયન મંદિર દેવેંદ્રના રંગ મહેલથી પણ ઉત્તમ હતું એમાં તો લેશ માત્ર શંકા નહીં ! ત્યાંની વિષયોત્તેજક વસ્તુઓ જોઈ યુવક સ્તંભિત થઈ ગયો. સુસજ્જિત પલંગપર મૃદુ અને સુંદર શૈયાપર તેણે શયન કર્યું. એટલમાં તે લાવણ્યવતી રમણી દેવેંદ્રના વિલાસ મંન્દિરની રંભા–પ્રત્યક્ષ શૃંગાર રસની પ્રતિમા–મંજુલ નૂપુરરવ કરતી ગજગતિથી ચાલતી તે શય્યા મનદિરમાં આવી યુવકની નજીક બેઠી, અને મધુર સ્વરથી બોલી, "હું આજ આપની પાદ સેવા કરનાર છું" યુવકને પ્રિયજ હતું. તેણે તેની ઇચ્છાને તત્કાળ મોટા આનંદથી અનુમોદન આપ્યું !

પ્રભાત થયું. સૂર્યનારાયણનાં કોમળ કીરણોના સ્પર્શથી તે યુવક જાગૃત થયો. તત્કાળ તેણે શય્યાનો ત્યાગ કરી અને પ્રાતઃકૃત્યાદિ જલદીથી સમાપ્ત કરી મન્દિર નજીક આવેલા સુંદર ઉપવનનું અવલોકન કરવા લાગ્યો. કેટલોક વખત પછી તેની નજર સામેના ગિરિશિખરની અવર્ણનીય શોભા અવલોકન કરવા લાગી. એટલામાં ત્યાંના એક દેખાવથી તેની સ્થિતિ ચમત્કારિક થઇ. તે ગિરિશિખર ઉપરથી એક તેજઃપુજ યોગી ધીરે ધીરે ઉતરતા હતા તે તેની દ્રષ્ટિએ પડયા. યોગીને જોતાંજ તત્કાળ તેને પૂર્વસ્મૃતિ થઈ આવી અને તેથી તે તદ્દન ગભરાઈ ગયો. તેને કૃત કર્મનો ઘણોજ પશ્ચાતપ થયો. તુર્ત તેણે ત્યાંથી મંદિરમાં જઇ વિલાસી વસ્ત્રાલંકારનો ત્યાગ કર્યો અને પૂર્વનો પોતાનો સાધુ વેશ ધારણ કર્યો અને યુક્તિ પ્રયુક્તિથી ત્યાંથી નીકળી નાઠો. તેને ગિરિશિખરપરથી ઉતરતા યોગી મળ્યા:

( ૫

"ભગવાન !" યુવકે પશ્ચાતપી સ્વરે કહ્યું–"હું આપનો મહાન અપરાધી છું. દાસને એકવાર ક્ષમા કરો. આપની આજ્ઞા પ્રમાણે મારી વૃત્તિ હતી છતાં મોહવશ થઇને નિચ આચરણજ કર્યું છે, આ વેશને મેં કલંક લગાડયું છે, બ્રહ્મોપદેશ લેવા માટે બ્રહ્મને જાણવા માટે હું આપની પાસે આવ્યો હતો પરંતુ......"

યોગી ગંભીર સ્વરે વચમાંજ બોલ્યા,

" તને બ્રહ્મજ્ઞાનનો માર્ગ જડેલોજ છે ! હવે મારે તને એ માર્ગ બતાવવાની આવશ્યકતા નથી પુત્ર ! જેને બ્રહ્મપ્રાપ્તિ કરવાની ઇચ્છા હોય તેણે પહેલાં ત્રિગુણાત્મક એવા પ્રકારનાં જે પ્રબળ માયા, તે માયાનો નિઃશેષ કરી-તેનાથી પોતાની પંચેન્દ્રિ તદ્દન અલિપ્ત રહે એવું કરવું જોઇએ અને પછી બ્રહ્મની શોધ કરવી જોઇએ. માયાનો મોહમાયાનો પાશ મોટો બળવાન છે. " હું " " હું " કહેનારા મહાન પુરૂષો સુદ્ધાં તે તોડી શકયા નથી. એટલા માટે તેનો મોહ તેનાથી પંચેદ્રિ જાગૃત થાય નહીં એવો પ્રથમ બંદોબસ્ત કરવો જોઇ ને બંદોબસ્ત કેવો કરવો. તે વિષે શ્રી કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કેઃ-

" देवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।

मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते " ॥

गीता. ७–१४

પરમાત્માની આ આજ્ઞા પ્રમાણે એ ત્રિગુણાત્મક માયાથી તરી જવા માટે તેને અનન્ય ભાવે શરણે જવું જોઇએ. ચિત્ત શુદ્ધિ કરી

તેનેજ ઠેકાણે મનનો લય લાવવો જોઇએ. બ્રહ્મ પ્રાપ્તિની ઇચ્છા કરી બળવાન માયાનું દમન ન કરતાં જે પ્રયત્ન કરે છે. તેને કદી પણ બ્રહ્મ પ્રાપ્તિ થતી નથી. એવો પ્રયત્ન કરનારા પુરૂષોને માયા પોતાની સત્તાથી મુક્ત કરી શકતી નથી તેને તે મંદિરમાં એક મહેલમાં જે સંન્યાસીનો વેષ દેખાયો હતો તે તેવોજ પ્રયત્ન કરનાર પુરૂષોનોજ હતો. માયાના મોહમાં ભુલી તેના અનુયાયી બનેલ પુરૂષોનોજ તે વેષ હતો ! પુત્ર ! જા ! હમણાં મેં કહ્યું તે રીતે પ્રયત્ન કર એટલે તારૂ ઇચ્છિત તને સાધ્ય થશે. પરમેશ્વર તરૂં કલ્યાણ કરો !

યોગીએ બતાવેલા આ બ્રહ્મ પ્રાપ્તિના માર્ગ તરફ વળવાનો યુવકે નિશ્ચય કર્યો. તેણે યોગીને ભક્તિપુર્વક સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને જુએ છે તો શું ? તે ઠેકાણે તે યોગી વીગેરે કોઇજ નહોતુ પોતે તાડ વૃક્ષનાં થડ આગળ લૂણ રૈયાપર સુતેલો છે. એવું તેને જણાયું ! તેણે એકંદર જોયલો અને અનુભવેલો બનાવ સત્ય સૃષ્ટિમાં ન હોતો પણ સ્વપ્ન સૃષ્ટિમાં હતો. હવે ગુરૂપદેશની આવશ્યકતા તે યુવક ને રહી નહી. !



# ડૉ. જગદીશચન્દ્ર બોઝની પ્રયોગશાળા

---



ગયા નવેમ્બરની ૩૦ મી તારીખે એક ચીરસ્મરણીય અને અત્યંત મહત્વનો સમારંભ કલકત્તામાં થયો હતો. તે દિવસે જગપ્રસિદ્ધ ડો. જગદીશચંદ્ર બોઝે પોતાની સુન્દર પ્રયોગશાળા રાષ્ટ્રદેવતાને સમર્પણ કરી. ડો. બોઝનું નામ પોતાની અપૂર્વ શાસ્ત્રીય શોધથી સર્વત્ર જગતમાં પ્રસિદ્ધ છે. એ શાસ્ત્રીય શોધ તેણે ખાનગી પ્રયોગશાળામાં કરી જોઈ હતી અને તેજ આજે હિન્દી રાષ્ટ્રની થઈ છે. રાષ્ટ્રદેવતાનાં ચરણોમાં તેણે પોતાનું સર્વ સમર્પણ કર્યું છે. પોતાનું સર્વસ્વ સમર્પણ કરનારા મહાત્માઓ દરેક રાષ્ટ્રમાં કોઈ કોઇ વખત નીકળી આવે છે પણ હિન્દુસ્થાનના આજના પડતા સમયમાં એવા સ્વાર્થત્યાગી નરવીરો જુજ છે. જગતમાં સ્વતંત્ર રાષ્ટ્રને શક્તિ, બુદ્ધિ, અને યુક્તિ, જેટલી જોઇએ તેટલી મળે છે. દુર્દૈવે આપણા દેશમાં તેમ નથી. કેટલાક બુદ્ધિમાન અને શક્તિમાન લોકોને પૈસાના અને પ્રોત્સાહનના અભાવે નિરાશ થવું પડે છે. ડો. બોઝનેજ સરકારી મદદ મળેલી છે, અને તે જોઇને અમેરિકા સરખા પારકાં રાષ્ટ્રે પણ શાબાશી આપવાથી આપણા હીરાનું તેજ ચમક્યા વગર રહ્યું નહીં એ બાબત તાત્વિક દ્રષ્ટિએ જ્યારે ખરી છે, ત્યારે પ્રત્યક્ષ વ્યવહારમાં ગુણી મનુષ્યને પોતાના

શક્તિ બતાવવાને અવસર મળવો જોઇએ. આરંભમાં પ્રોત્સાહન માટે કોઇનો પણ આશ્રય લેવો પડે છે, કોઈપણ આગળ લાવનારૂં જોઇએજ. એક વખત ગાડું રસ્તાપર ચડ્યું અને ગતિ મળી એટલે સર્વ સારી રીતે ચાલ્યા કરે છે.

અવિશ્રાંત પરિશ્રમ કરી, અને અનંત બુદ્ધિ ખર્ચી ડૉ. બોઝે જે પ્રયોગશાળા બહાર પાડી છે તેની કિમ્મત થવી અશક્ય છે. એ અમૂલ્ય પ્રયોગશાળાનુ જે આજ પર્યંત ખાનગી સ્વરૂપ હતું તે હવે સાર્વજનિક થયું છે. આ રાષ્ટ્રાર્પણના અપૂર્વ સમારંભ માટે ડૉ૦ બોઝના ઘણા શિષ્યો ત્યાં હાજર હતા, તે શિવાય ન્યાયાધીશો, વકીલો, અધ્યાપકો વીગેરે ઘણા સુસંસ્કૃત માણસો હાજર હતા. આ સમારંભનું સર્વ કામ બંગાળી ભાષામાં થયું હતું. પ્રથમ સ્તોત્રપાઠ થયા બાદ ડૉ. બોઝે પોતાના શિષ્યવર્ગને શુભાંશીર્વાદ દઇ આત્મ નિવેદનાર્થે વિદ્વતા પૂર્ણ ભાષણ કર્યું. તે ભાષણમાં મહત્વનો અને વાંચકને પ્રયોગ શાળાનો પરિચય કરાવનારો જરૂર જેટલો ભાગ આ લેખમાં આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

"આજ બરાબર તેવીશ વર્ષ પૂર્વે આત્મવિશ્વાસ અને શ્રધ્ધા એનાં જોર ઉપર પ્રયોગની બાબતમાં પરિશ્રમ કરવાનો મેં દ્રઢ નિશ્ચય કર્યો. નિશ્ચય કર્યો અને ઈશ્વર કૃપાથી ૭ માસમાં મને વિદ્યુત લહરીનાં ગૂઢ રહસ્યોમાં સમજણ પડવા લાગી. મેં જે શોધ કરી તેને માટે લોર્ડ કેલ્વિન લોર્ડ રેલે વીગેરે પ્રસિધ્ધ વૈજ્ઞાનિકોએ મારી ઘણી પ્રશંસા કરી. રોયલ સોસાયટીએ મારી શોધને પ્રસિધ્ધિમાં આણી, અને શાસ્ત્રીય શોધ માટે કાંઇક રકમ મને આપવાને ઠેરવ્યું. વિજ્ઞાન મન્દિરનાં દ્વારો ઉઘડ્યાં અને મારે તેમાં પ્રવેશ કરવાનો વખત આવ્યો. વિજ્ઞાન મન્દિરનો"

તેજસ્વી દીપક હવે દીપવા લાગ્યો અને દિવસે દિવસે અધિક અધિક પ્રજ્વલિત થશે એવો આત્મ વિશ્વાસ અને શ્રદ્ધા મારાં હૃદયમાં ઉત્પન્ન થઇ. પુનઃ પુનઃ કસોટી થાય તોજ ખરો ખોટો પ્રયત્ન માલમ પડે. ત્યાર બાદ પાંચ વર્ષ સુધી એક સરખી પ્રગતિ થતી ગઇ અને મારા પરિશ્રમનો અને શોધનો સર્વત્ર જય જયકાર થવા લાગ્યો.

મારો પદાર્થ વિજ્ઞાન વિષયનો પ્રયોગ શરૂ થતાં મારા લક્ષમાં આવ્યું કે પદાર્થ વિજ્ઞાન અને પ્રાણીશાસ્ત્ર એ ઉભયને ઘણો નિકટનો સંબંધ હોવાથી, સચેતન અને અચેતન વસ્તુ જાતિમાં સમજવામાં આવે છે તેટલું ભિન્નપણું નથી. કેટલાક સ્વભાવિક ગુણ ધર્મ એવા હોય છે કે, તે જીવ સૃષ્ટિમાં જે પ્રમાણે જોવામાં આવે છે તેજ પ્રમાણે, સોનું, રૂપું, વીગેરે ધાતુ અને નાના પ્રકારનાં વૃક્ષ, લતા, એમાં પણ જોવામાં આવે છે. ઉદાહરણ કે અતિશ્રમથી લાગનો થાક કિંવા ગ્લાની, વિશ્રાંતિ બાદ આવનારી હુશીયારી, અને આયુષ્યની દોરી તૂટતાજ માલમ પડનારી પ્રેતકળા, એ પ્રકાર જીવ પ્રમાણે ધાતુ અને વૃક્ષ એમાં પણ દેખાઇ આવ્યો છે. સૃષ્ટિમાં વસ્તુજાતિમાં એ સામાન્ય ધર્મ માલમ પડતાં મને ઘણું આશ્ચર્ય થયું, મેં મોટી આશાએ એ નવીન શોધ રોયલ સોસાયટી આગળ મુકી અને તત્સંબંધી પ્રયોગ પણ કરી બતાવ્યો, તે વખતે ઘણા પ્રાણીશાસ્ત્રવેત્તાઓએ મને સલાહ આપી કે, તમે પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રની બાબતમાં જે શોધ કરવી હોય તે કરો, અમારા શાસ્ત્રમાં (પ્રાણી શાસ્ત્રમાં) તમે હાથ ઘાલશો નહીં.

આજ પર્યંત પ્રાણીશાસ્ત્ર અને પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર એ તદ્દન ભિન્ન સમજવામાં આવતાં હતાં તેથી મેં જે નવીન મત સ્થાપન

કર્યો તેનાથી જુના લોકો સાથે વિરોધ થાય એ સ્વાભાવિક છે. મારે માર્ગમાં એ એક મોટી અડચણ ઉત્પન્ન થઇ અને બાર વર્ષ સુધી ધૈર્યથી અને કાળજીથી મારે મારૂં પ્રારબ્ધ કાર્ય શરૂ રાખવું પડયું. સત્યની શોધ કરવાની ઇચ્છાવાળાઓએ હંમેશાં લક્ષમાં રાખવું જોઇએ કે, આપણા માર્ગમાં સર્વત્ર ફુલો વેરાયલાં નથી પણ કાંટા વેરાયલા છે. કાંટાના માર્ગમાં ચાલ્યા સિવાય, સુખ દુઃખ, યશાપયશ એની ક્ષિતિ કાઢી નાખ્યા શિવાય, સહસા સત્યની શોધ થવી કઠણ છે. સત્ય શોધનના આ કાંટાના માર્ગની યાદ હંમેશાં રાખવી, એવાજ ઉદ્દેશથી મારાં આયુષ્યના આ બાર વર્ષના કાળનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સદૈવથી મને એ કાંટાના માર્ગપર ઘણા દિવસો પડી રહેવું પડયું નહીં. ઇ૦ સ૦ ૧૯૧૪ ના હિંદુસ્થાન સરકારના આશ્રયથી જગતના પ્રમુખ શાસ્ત્રીય મંડળ આગળ સારી શોધો સપ્રયોગ મુકવામાં આવી. મારા સિદ્ધાંતો માન્ય થયા, અને જગતની શાસ્ત્રીય પ્રગતીને હિંદુસ્થાને પણ થોડી ઘણી હાથમાં લીધી છે એવું આભાર પૂર્વક કબુલ કરવામાં આવ્યું. એવી રીતે નવી નવી શોધ કરવી એ હિન્દી મનુષ્યને કેટલું કઠણ છે તે મને સ્વાનુભવ ઉપરથી સારી રીતે માલમ પડયું. પણ એ અડચણોએ ઉલટું મને ઉત્સાહન આપ્યું. મારો પક્કો નિશ્ચય થયો છે, મારી પાછળ આવનારા હિન્દી શોધકોનો થોડો ઘણો માર્ગ સુગમ થયા વિના રહેવાનો નથી.

આજ હિંદી રાષ્ટ્ર આગળ પરસ્પરને પોષક એવાં બે ધ્યેય છે. જગતમાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રમાં જે અનિવાર્ય સ્પર્ધા શરૂ છે તેમાંજ હિંદુસ્થાને પોતાનું સ્થળ કાયમ કરવાનું છે. હિંદુસ્થાન દરેક બાબતમાં સમર્થ થવું જોઇએ. શિક્ષણ પ્રચાર, નાગરિકોનું કર્તવ્ય અને

જવાબદારી, ઔદ્યોગિક અને વ્યાપાર વિષયક પ્રયત્ન ઇત્યાદિ આવશ્યક ચળવળ જોરથી શરૂ રાખ્યા સિવાય હિંદુસ્તાનથી ' સમર્થ ' રાષ્ટ્ર (Pawer) થવાવાનું નથી. આ આવશ્યક ચળવળ તરફ જ્યારે દુર્લક્ષ થશે ત્યારે હિન્દી રાષ્ટ્રનું માત્ર નામ રહેવાનો વખત આવશે, પણ જો એ ચળવળો તરફ યોગ્ય લક્ષ આપવામાં આવશે તો પ્રત્યેક વ્યક્તિને ઉત્તમ યશ મળશે અને રાષ્ટ્ર પણ સાધ્ય બનશે.

તોપણ એટલાંથીજ રાષ્ટ્રીય જીવનની પૂરિપૂર્ણતા થતી નથી, એ ચળવળથી ફક્ત ભૌતિક ઉન્નતિ થશે, પણ ફક્ત ભૌતિક સુધારાની ઉન્નતિથી પાશ્ચાત્ય દેશમાં કેવા કેવા ઘોટાળા થાય છે. તે આપણે જોઇએજ છીએ. ત્યાં શાસ્ત્રીય સંશોધનને સજીવનને બદલે સંહારના કામમાંજ લાવવામાં આવી છે. અને એ ભૌતિક ઉન્નતિ જો અટકશે નહીં તો વર્તમાન યુદ્ધનો શરૂ થયેલો સંહાર એવીજ રીતે ચાલુ રહેશે; એટલા માટે ભૌતિક ઉન્નતિનાં ધ્યેય સાથે બીજું એક હિતકારક પરિપોષક, અને સાત્વિક એવું ધ્યેય પ્રત્યેક રાષ્ટ્રની આગળ હોવું જોઇએ, તે સિવાય ભૈકિતક ઉન્નતિનું 'એ જીન' કાબુમાં ન રહેતાં ગમે ત્યાં અથડાઈ તુટી જવાનો સંભવ છે. ભૌતિક ઉન્નતિની ઇચ્છા અનેનાર્થ ન થવા દેવા માટે યોગ્ય પરિપોષક ધ્યેયની 'બ્રેક' અવશ્ય હોવી જોઇએ. ભૌતિક ઉત્કર્ષથી પાશ્ચાત્ય દેશમાં પાપમય મહત્વાકાંક્ષા ઘણી વધી ગઇ છે. જીવન માટે કલહ ઉત્પન્ન થવાથી ભૌતિક ઉન્નતિની આગળની પાયરી પાશ્ચિમાત્ય સમાજને જણાતી નથી. ભૌતિક ઉન્નતિનું સાધ્ય 'वसुधैव कुटुंबकवृत्ति, છે, તે ત્યાંના રાષ્ટ્રો ભૂલી ગયાં છે. પણ આપણી પ્રાચીન આર્યભૂમિમાં ઋષિક સ્વપ્નો ખ્રિકાર કરી ચોરૂષ સાધનારા યુગે યુગે અવતરેલા છે. એ સર્વ મહાત્મા

કર્મ સંન્યાસી નહોતા, પણ કર્મ યોગી હતા. જીવન સંગ્રામમાં અતુલ પરાક્રમ બતાવી, અનુકુળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય તેઓ પાસે હતું. સંગ્રામનું વીકટ સ્વરૂપ જોઈ હાથપગ જોડી બેસી રહેનારાં હાલનાં બીરૂ જગતને તે શું કામનું ? જેણે ઉત્તમ સ્વાર્થ સમ્પાંદન કર્યો છે તેજ લોકોને ઉપયોગી થઈ શકે છે. માત્ર તેના હૃદયમાં સદિચ્છા હોવી જોઇએ. જેણે ઉત્તમ સ્વાર્થ સાધ્યો નહીં તે સ્વાર્થ ત્યાગ પણ શાનો કરે ? જીવન સંગ્રામમા જેણે શૌર્ય બતાવી યશ મેળવ્યો છે તેનેજ તે યશનો ઉપયોગ લોક કલ્યાણાર્થે કરી બતાવતા આવડે છે. આપણી આ પવિત્ર આર્યભૂમિમાં એવા ઉદાત્ત કર્મયોગીની પરંપરા એક સરખી ચાલુ છે. અને કર્મયોગીની પરંપરા શરૂ હોવાથીજ અનેક સંકટમાંથી બચી આર્યરાષ્ટ્રે પોતાની સંસ્કૃતિ કાયમ રાખી છે. અનેક વખત ગ્લાનીના પ્રસંગો આવવાથી રાષ્ટ્રીય તેજપર રાખનું પડ બાઝયા પ્રમાણે ધીરે ધીરે થયું હતું પણ તેજ તો કદી પણ નષ્ટ થયું નથી, અને કર્મયોગીની પરંપરા આનાથી પણ આગળ કાયમ રહેવાથી આપણું રાષ્ટ્રીય તેજ હંમેશાં જેવુંને તેવુંજ રહેશે એવો વિશ્વાસ છે. બાબિલોન કિંવા નાઇલ નદીના મિસર દેશમાં એક વખત ઝપાટા બંધ થયેલી સંસ્કૃતિ આજે ક્યાં છે ? પણ ચાર પાંચ હજાર વર્ષો પૂર્વે પતિત પાવિની ભાગીરથીના ત્રટે પુણ્યશીલ આર્ય મહર્ષીએ પ્રદીપ્ત કરેલી આર્ય સંસ્કૃતીની જ્યોત અદ્યાપી પ્રકાશે છે.

ભૌતિક ઉનતિના ધ્યેયની પરિપૂર્ણતા કરનારૂં બીજું ધ્યેય વસુધૈવ કુટુંબકવૃતિ એ છે. જે આપણી પાસે છે તેનો જગતનાં કલ્યાણ માટે ઉપયોગ કરવા સદૈવ તૈયાર રહેવું એજ બીજુ ધ્યેય.

જે. ક્ષુદ્ર સ્વાર્થ માટે ડોકું આગળ કાઢવું નહીં અને બીજાને નુકસાન કરી પોતાનું તળીયું તર કરવાની અધમ વૃતિ રાખવી નહીં એવું સાત્વિકપણું અંગમાં સ્ફુરવું જોઇએ. આપણી બુદ્ધિ, શક્તિ, અને યુક્તિ, જગતમાં કલ્યાણ માટે ખર્ચ કરનારાં મનુષ્યનું મન પર્વતથી મોટું, અને સમુદ્રથી ગંભીર હોવું જોઇએ. એ આત્મ વિકાસની અત્યંત શ્રેષ્ટ પાયરી છે. એ પદવી પ્રાપ્ત થનારાં મનનું ચળવિચળ પણું આપોઆપ નાશ પામે છે. તેવીજ રીતે મનને શાંતિઆનો લાભ થાય છે અને સાધ્વસ્તુનું જ્ઞાન પણ થાય છે.

એવી સ્થિતિ પ્રાપ્ત કરવાને તપ પણ તેવુંજ પ્રખર જોઇએ. એ સ્થિતિ ઘણા થોડાજ મહાત્મા પ્રાપ્ત કરી શકે છે. દેશમાં એકંદર લોક સંખ્યા પૈકી ઘણા થોડા લોકોને એ સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે અને ઘણા થોડાજ લોકો એ સ્થિતિએ પહોંચે છે, એ નિર્વિવાદ છે. ભીન્નભીન્ન ઉદ્યોગ ધંધા અને અનેક સમાજોપયોગી કામ એ પુષ્કળ તરૂણનું કાર્ય ક્ષેત્ર છે એ વાત, બીજી બાજુ કહે છે કે હું જાણું છું, પણ મારા જે થોડા ઘણા શિષ્યો છે. તેઓને મારૂં એવું કહેવું છે કેઃ—" મનુષ્ય જન્મનું સાર્થક શામાં છે તે ચોક્કસ ધ્યાનમાં રાખો આપણું ચારિત્ર્ય અને મનોધૈર્ય એનાં જોર ઉપર રહીશું તો જ્ઞાન વધ્યા સિવાય અને સદ્વસ્તુ જ્ઞાન થયા શિવાય તમને રહેશે નહીં, એ બાબત સિદ્ધ છે. "

મારી પ્રયોગ શાળામાં આજસુધી જે કામ થયું છે તેનાથી પ્રાણી શાસ્ત્ર, વૈદ્યક, કૃષિકર્મ, અને માનસ શાસ્ત્ર એ શાસ્ત્રોમાં સુદ્ધાં નવી નવી શોધ કરવાનો માર્ગ ખુલ્લો થયો છે. આજ પર્યંત ગૂઢ

મળવેલા કેટલાક સિદ્ધાંતો પ્રયોગશાળાના ઓરડામાં ભાખ્યા છે અને તે ચાલે છે. સકળ ચરાચર વસ્તુમાં જે અનેક ગૂઢ છે તેને સાર્વજનિકપણે ઉકેલવાનો પ્રયત્ન કરવો એ મારી પ્રયોગ શાળાનું ધ્યેય છે. સુદૈવે મારા મન લાયક એવા થોડા શિષ્યો મને મળ્યા છે. શાસ્ત્રીય સંશોધન કેવી રીતે કરવું તેનું શિક્ષણ હું તેઓને સર્વાં દશ વર્ષથી આપું છું. મારી પ્રયોગ શાળામાં કામ કરનારાની સંખ્યા ઘણી થોડી છે, પણ આસ્તે આસ્તે જરૂર જેટલા દ્રવ્યની સગવડ થતાં એ સંખ્યા વધશે એવી આશા રાખવાને કારણ છે. યોગ્ય કાળાન્તર અને યોગ્ય પરિશ્રમથી સંશોધનનું કામ અધિક જોરથી ભિન્ન ભિન્ન વ્યક્તિઓ કરશે, અને નવીન તત્વો પ્રસ્થાપિત કરવાની યોગ્યતા અંશમાં આવશે, અને સંશોધકો ઉત્પન્ન થશે, એવું ભવિષ્ય કાળનું સુન્દર ચિત્ર મારી દ્રષ્ટિ સન્મુખ દીસે છે. સંશોધન સરળ થવાનો પ્રયોગ અત્યંત કાળજીપૂર્વક થવો જોઇએ. અત્યંત કાળજીપૂર્વક કરેલા પ્રયોગની આજ જેટલી જરૂર છે, તેના કરતા આગળ ને અધિકને અધિક વધતી જનાર છે. આ પ્રયોગ શાળાના પ્રવેશદ્વારમાં જે અનેક સૂક્ષ્મ યંત્રો અને શાસ્ત્રીય ઉપકરણી મુકેલાં છે તેનું કારણ પણ એજ છે.

શાસ્ત્રીય જ્ઞાનનું સમર્થન કરી જ્ઞાન પ્રચારના કામમાં અલ્પ સ્વલ્પ મદદ કરવી એ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે. પ્રયોગ શાળાના જે ભિન્ન ભિન્ન ભાગો છે તેમાં વ્યાખ્યાન મન્દિર જેટલો પ્રશસ્ત ભાગ કોઇપણ નથી. સંશોધન શાળામાં વ્યાખ્યાન મન્દિરની એવી સગવડ આજ પર્યંત થએલી નથી. સંશોધન-કાર્ય સાથેજ

જ્ઞાન પ્રચારનું કાર્યપણ થાય એજ એ વ્યાખ્યાન મન્દિર નિર્માણ કરવાનો હેતુ છે. જાત, ધર્મ, વર્ણ ઇત્યાદિ મનુષ્યકૃત ભેદથી આ સંસ્થાને લેશ પણ આશ્રય મળનાર નથી. સ્ત્રી, પુરૂષ એવો ભેદ કદીપણ રાખવામાં આવશે નહીં. સર્વ કાળ સર્વ મનુષ્યથી આ સંસ્થાનો લાભ લેવાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે, બીજા સંશોધકોએ પ્રસિદ્ધ કરેલી માહિતીની માત્ર આવૃત્તિ કાઢવાનો આ સંસ્થાનો હેતુ નથી. સુમારે પંદરસો લોકો બેસી શકે એટલું એ વ્યાખ્યાન મંન્દિર વિસ્તૃત છે, અને ત્યાં જે નવીન શોધ હાથ લાગે તે પંદરસો લોકોને વારંવાર સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવશે. જ્ઞાન સંવર્ધન અને જ્ઞાનપ્રસાર એ જે વિશ્વ વિદ્યાલયના પ્રધાન હેતુ છે, તેને અનુસરીનેજ કામ કરવાનો અમારો કૃતનિશ્ચય છે. સંશોધનની હકીકત વારંવાર પત્રક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવશે એ પત્રકો જગતના ભિન્ન ભિન્ન ભાગોમાં પહોંચાડવામાં આવશે. અને અમારાં સંશોધન મન્દિરમાં થયેલી શોધનાં સ્વામિત્વ સંબંધ કોઇપણ જાતનો હક્ક રાખવામાં આવશે નહીં. જ્ઞાન સંવર્ધન અને જ્ઞાન પ્રચાર એજ અમારૂં ધ્યેય છે. સંશોધનથી એક પઈ પણ પ્રાપ્ત કરવી એવો અમારો વિચાર નથી. પ્રાચીન આર્ય ઋષિઓએ જ્ઞાન પ્રચારના બદલા માટે જરાપણ આશા રાખી નહોતી. જ્ઞાન વિક્રય કરવો એ તેઓ અધમપણું સમજતા હતા. આપણા પુણ્ય શીલ પૂર્વજોનું એજ ઉદારવૃત્ત અલ્પ પ્રમાણમાં ચલાવવાને અમારો પ્રયત્ન છે. સંસ્થામાં કાયમ કામ કરનારા તરૂણ વિદ્યાર્થીઓને પણ સામેલ કરવામાં આવશે. એવા વિદ્યાર્થીઓમાં સંશોધન કેવી રીતે કરવું તેનું ઘણીજ કાળજી પૂર્વક અને પદ્ધતિસર શિક્ષણ આપવું

અત્યંત આવશ્યક હોવાથી તેની સંખ્યા ઘણી થોડી છે, પણ પક્ષ સિધ્ધિએ કામ કરનારાની સંખ્યા કરતાં પ્રત્યેક કામ કરનારી વ્યક્તિની યોગ્યતા ઉપરજ અધિક અવલંબેલુ હોય છે, અને તેથીજ વિદ્યાર્થીની સંખ્યા થોડી હશે તો પણ જે કાંઇ કામ થશે તે સમાધાનકારક થશે એવો વિશ્વાસ છે,

મારી એવી ઇચ્છા છે કે, આ આશ્રમ જગતના ભિન્ન ભાગમાં આવેલા સાઋાંય શોધકોનું કેન્દ્રસ્થાન થાય. માત્ર હિન્દુસ્થાનના વિદ્યાર્થીઓનેજ ઉપયોગી થાય એવું નહીં. સુમારે બે અઢી હજાર વર્ષ પુર્વે એવીજ રીતનું જ્ઞાન પ્રચારનું કાય ઘણા મોટા પ્રમાણ ઉપર 'નલંદ' અને 'તક્ષિલા'માં ગુરૂકુળમાં થતું હતું પ્રાચીન ઋષિનએ ઉદાહરણનાં ધોરણ ચાલવું એજ અમારી મનોભાવના છે."

ડો૦ બોઝ એના આત્મનિવેદનમાં સારાંશ એવો છે કે, જાત, ધર્મ, લિંગ અથવા વર્ણ એવા કૃત્રિમ ભેદને લેશ પણ સ્થાન ન આપતાં જ્ઞાન સંવર્ધનનું અને જ્ઞાન પ્રચારનું કામ નિરપેક્ષવૃતિથી કરવાનું ઉદારપણું ક્વચિતજ માલમ પડે છે. પાશ્ચત્ય દેશમાં કારખાનામાં આપણા વિધાર્થીઓને પ્રવેશ કરવાના કેટલા અડચણો પડે છે? અને પુષ્કળ તો પ્રવેશ કરવાને શક્તિવાનજ થતા નથી. હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યનો હીરો છે, પણ હિન્દી વિદ્યાર્થીઓને સામ્રાજ્યનાં કેન્દ્રસ્થાનમાં—ઇંગ્લાંડમાં જ્ઞાનાર્જનની બાબતમાં કેવો પંક્તિપ્રપંચ સહન કરવો પડે છે તે પુનઃ જણાવવાની આવશ્યકતા નથી. નિરપક્ષ જ્ઞાન પ્રચાર કરનારી વિભૂતિ ઉત્પન્ન થવાને આ આર્યાવર્તજ યોગ્યછે એમ જણાઇ આવે છે. પરલોકવાસી ટાટા મેઇસુરના મહારાજા અને હિન્દુસ્થાના

સરકાર તરફથી થઇ તેમની આર્થિક મદદ જોઇ બેંગલોરની રીચર્સ ઇન્સ્ટિટ્યુટ નહીં સરખી થઇ છે. તે ઠેકાણે પૈસા છે પણ ત્યાં કામ કરનારા માણસો ક્યાં છે? બોઝની સંશોધન શાળામાં કામ કરનારાં માણસો છે; પૈસાની મદદ પણ થોડી થોડી મળવા લાગી છે, અને તેથીજ આ શાળાનું ઘણું મહત્વ છે. એ શાળામાં ઘણાં મોટાં અને મહત્વનાં કાર્યો થશે એવો વિશ્વાસ છે. દાનવીર જમનજી અને મુંબઇના ધનાઢયો ખુલ્લા હાથે મદદ કરવાને આગળ આવ્યા છે. હિન્દુસ્થાનમાં ધનિકો કમી જ, અને દાન ધર્મની ચમત્કારિક કલ્પનાથી આવાં કાર્યાલયને મદદ મળવાને ઘણો વખત લાગે છે એવો આજ સુધીનો અનુભવ છે. તો પણ બોઝની ઇચ્છા પ્રમાણે જરૂર ત્રીસ લાખની રકમ આગળ પાછળ એકત્ર થશે એવી આપણને આશા છે ભારતનાં ભાગ્યોદયનો કાળ શરૂ થયો છે એવાં ચિન્હો જણાય છે. ઇશ્વર ડૉ૦ બોઝને દીર્ઘાયુષ આપે અને એ ચિન્હો સ્પષ્ટપણે આગળ આવે એજ હૃદય ઇચ્છે છે.

સુર્ય-સુતાના-ત્રટ નિકટ-અઠવા
( સુરત-૭-૯-૧૮ )

અનુવાદક—
અંબેલાલ સવરામભાઈ દે૦

---

# બકુલમાળા.

( ગતાંકથી ચાલુ )

દેવેંદ્રના પિતા મોહનલાલનું આ સાંપ્રતનું વર્તન જોવાથી તેને ન્હાનપણના ઓળખનારાઓને આશ્ચર્ય લાગ્યા શિવાય રહે નહિ; કારણ તેનો ન્હાનપણનો સ્વભાવ ગરિબ તેમજ માયાળુ હતો, નિશાળમાં ભણતો હતો તે સમયે તે પાપભીરૂ, સત્યવકતા તેમજ આજ્ઞાધારક હોવાથી નિશાળના દરેક શિક્ષકો તેના ઉપરોક્ત સદ્ગુણોને લીધે તેના, વખાણ કરી તેને સાબાશી આપતા હતા. અભ્યાસ કરવામાં તે ચાલાક હોવાથી રમત કરતાં અભ્યાસમાં તેનું મન વધુ પ્રેરાતું હતું. મોહનલાલના વડિલ સરકારી પેન્શનર હતા. તેનું ઘર શ્રીમંત વર્ગમાં ગણાતું હતું. મુંબાઈમા તેઓની પાસે બે માળા તેમજ દાદરની પાસે થોડીક જમિન હતી. તેઓ સ્વભાવે સુશીલ, પ્રત્યેક વેળા ગરીબ શ્રીમંતને ઉપયોગી થઇ પડનાર તેમ પ્રાચીન જમાનાને અનુસરી ધર્મપરાયણ હતા. તેઓની ધર્મપત્નિ પણ ખરેખર તેઓના જેવીજ હતી. આ દંપતિને ત્રણ ફરજંદ હતાં, તેમાં બે છોકરીઓ અને એક છોકરો તે આ દેવેંદ્રનો બાપ મોહનલાલ. મોહનલાલની બન્ને બ્હેનો કુળવાન ઘરમાં

આપેલી હતી, પરંતુ પરમેશ્વરે તેઓનો સંસાર ટુંકામાંજ સર્જેલો હતો. મોહનલાલની મેટ્રિક્યુલેશનની પરીક્ષા થયા બાદ તે વિલસન કોલેજમાં અભ્યાસ કરતો હતો, ત્યાંસુધી તેનું વર્તન આદર્શ–અનુકરણીય હતું. કોલેજમાં ગયા બાદ તેનું લગ્ન થયું હતું અને તેનું નામ તેજ રમા-બાઈ. તેઓનાં લગ્ન થયાં તે સમયે રમાબાઇની ઉમર પંદર–સોળ વર્ષની હતી. તે પણ શ્રીમંત માબાપની છોકરી હતી. તેનો અભ્યાસ પણ ગુજરાતી ૭ અને અંગ્રેજી ચાર ધોરણ સુધી થએલો હતો. તેની બુદ્ધિ અતિ તિવ્ર હોવાથી તે ગૃહકાર્યમાં એક નમુનેદાર આદર્શ અબળા હતી. મોહનલાલના વડિલે આ લગ્ન કરી આપી ખરેખર મોહનલાલની જીંદગીને સુખરૂપ બનાવી હતી. મોહનલાલને પણ મન પ્રસંદ પત્નિ મળવાથી તે તેની મનમાં પૂજા કરતો હતો. લગ્ન થયા બાદ પહેલી રાત્રીથી તેઓનો સ્નેહ વજભૂત થવા લાગ્યો. ૭ મહિનાની અંદર તેઓ ભેદભાવ ભૂલી એક રૂપે બની ગયાં હતાં પ્રણયના વિનિયોગે રમાબાઇને ગર્ભ રહયો અને ત્યારથી તે દાંપત્યના હર્ષની સીમા રહી નહિ તેમજ આ દંપતીના માતા–પિતા-ઓને આનંદ થયા સિવાય રહયો નહિ. ગર્ભ દિવસે દિવસે વૃદ્ધિગત થવા લાગ્યો. બરાબર સાડા નવ મહિને રમાબાઇએ પુત્ર રત્નને જન્મ આપ્યો. આ પુત્ર જન્મનો આનન્દ રમાબાઇનો પ્રેમ કવિ ગુરૂએ આ સુન્દર શ્લોકમાં વર્ણવ્યા મુજબ દ્વિગુણિત થયો.

આ પૃત્રનો જન્મ થતા અગાઉ મોહનલાલ તથા રમાબાઇનો પ્રેમ દિનપ્રતિદિન વજલેપ થતો ગયો હતો; અને તે પ્રેમના વિનીમયનું ફળ ઇશ્વરે આ પુત્ર રૂપે તેમને આપ્યું. પુત્ર જન્મ થયાને ત્રણ માસ પણ પૂરા થયા ન હોતા; તેટલા સમયમાં આ દંપતીના સુખનો સૂર્ય અસ્તા

ચળની ક્ષિતિજમાં આવી પહોંચ્યો. એક પ્લેગરાજના સપાટામાં રમાબાઈનાં માત-પિતા સપડાયાં અને કાળવશ બન્યાં ! માત-પિતાના મરણ શોકનો જખમ રમાબાઇના કોમળ-હૃદયપર અતિવેદના કારક બેઠો ! પરંતુ સમયાનુસાર રમાબાઇના પ્રેમાળ પતિએ નાના પ્રકારે સાંત્વન કરી આશ્વાસન કર્યું સમયના વહન સાથે આ દંપતી પોતાના શોકને વિસરી આનન્દમાં માથુ ઉંચુ કરવા જાય છે કે, તુર્તજ 'દાઝયા ઉપર પાટુ' આ કહેવત મુજબ એકાકી દુષ્ટ પ્લેગે મોહનલાલના પિતાને પોતાના સપાટામાં લીધા અને પતિના શોકમાં મોહનલાલની માતાએ એક અઠવાડીયામાં પોતાના પતિનો રસ્તો ગ્રહણ કર્યો : ઉપરા ઉપરી દુઃખનો વર્ષાદ વરષાયાથી મોહનલાલની સહનશિલતા છુટી ગઇ, અને તે પાગલ જેવો બની ગયો. રમાબાઇએ પોતાના પતિને અનેક પ્રકારે સાંત્વન કરી મહામુશીબતે ઠેકાણે આણ્યો. મોહનલાલે કોલેજ છોડી દીધી હતી તેને રમાબાઇએ સમજાવી પુનઃ કોલેજ જોઇન્ટ કરાવી. આ સમયે મોહનલાલ બી૦ એ.-માં હતો.

માત-પિતાના મરણ બાદ સંસારની સઘળી જંવાબદારી મોહન લાલના શીર ઉપર આવી પડી. મોહનલાલના પિતા હયાત હતાં ત્યાં સુધી આખો માળો મોહનલાલના કબજામાં હતો, તે માળાના બે દાદર (બે માળ) મોહનલાલે ભાડે આપી દીધા અને ત્રીજો માળ પોતાના કબજામાં રાખ્યો. બીજો માળ મોહનલાલે એક કલબ વાળાને ભાડે આપેલો હતો. સ્નેહિ અને સ્નેહ એ પ્રસંગનાંજ કારણો છે. મોહનલાલને કલબના તરૂણ મેમ્બરો સાથે આસ્તે આસ્તે પ્રસંગોપાત ઓળખાણ થવા માડયું અને તે પણ તે કલબમાં_ સમય બે સમય જઇને બેસવા લાગ્યો. દિનપ્રતિદિન સ્નેહમાં વધારો થવા લાગ્યો અને

એ સ્નેહના અંગે એક બે મિત્રોના આગ્રહથી મોહનલાલ આ કલબનો અંગભૂત ( સભાસદ ) થયો. આ કલબના અંગભૂત થયા અગાઉ મોહનલાલ તદ્દન નિર્વ્યસની તેમજ પોતે ભલા ને પોતાનું ઘ ભલુ આવા સ્વાભાવનો હતો. અને તેની નિર્વ્યસની વૃત્તિ કલબમાં પણ કેટલાક દિવસ સુધી ટકી રહી હતી. કલબના અન્ય સભાસદોને બીડી પીતા જોઇ તેઓના ઉપર ઘણી વખત શબ્દ પ્રહાર કરતો હતો પરંતુ 'સોબતે અસર' તુખમે તાસીર આ કહેવત પ્રમાણે ધીમે ધીમે મોહનલાલ શોખની ખા સિગારેટ પિવાલાગ્યો.સિગારેટ કંઇ નિશાબાજ વ્યસન નથી એમ ધારીને થોડા દિવસમાં તેનો સ્વયં સેવક અરે! તેનો પરમ ભક્ત બન્યો! અદ્યાપિ પર્યંન તેના મનો મંદિરના દ્વારનું રક્ષણ વિવેક બુદ્ધિએ કર્યું હતું, પરંતુ તે બુદ્ધિ રૂપી દ્વારપાળને બાજૂ કાઢી એકાદ વ્યસને તેના મનોમંદિરનાં દ્વાર ખુલ્લાં કરી તેમાં પ્રવેશ કરી યથેચ્છ વિહાર કરવા ઉત્કંઠીત બનવા પામ્યું. ધીમે ધીમે એક પછી એક વ્યસનોએ સહયોગી સાધી તેના મંદિરમાં પ્રવેશ કરવા લાગ્યાં અનેક વ્યસનોનો વાસ થતાં મોહનલાલની વિવેક બુદ્ધિને ચલ પલયતી ગણવી પડી, અને તેની હૃદય ત્રિજોરીમાં છીદ્ર પડયું, અને તે હૃદય ત્રિજોરીમાં રહેલું પત્નિપ્રેમરૂપી રત્ન વિનિપાત દશાયે પામ્યું! પુત્રના મુખ દર્શનનો આનન્દ પણ તેના તગદીરમાંથી કમતી થવા લાગ્યો! અને ગૃહવાસ તેને નર્ક સમાન થઇ પડયો. પ્રિય વાંચક! આ કરતાં મોહનલાલની શું દુઃસહ સ્થિતિ બની તેનું વર્ણન કયાં કરવું? થોડામાંજ સમજવુ કે સ્વર્ગમાં વાસ કરંનારી અમૃતમયી પવિત્ર ગંગા સ્થાન ભ્રષ્ટ થતાં, મળમૂત્રનો સંગ કરી ક્ષાર સમુદ્રમાં ભળી. આ પ્રકારે મોહનલાલની વિવેક બુદ્ધિ સ્થાન ભ્રષ્ટ થતાં મોહનલાલની પણ એવી સ્થિતિ બની ગઇ. ( ! )

એક દિવસ, મોહનલાલની કલબમાં વડોદરાથી આવેલી નર્મદા નામની એક નૃત્યાંગનાનું ગાયન થયું. કલબના દરેક સભાસદોએ તેમાં હાજરી આપી હતી, મોહનલાલે આ સમયે આગેવાની ભર્યો ભાગ લીધો હતો આ જલસો થયો ત્યારબાદ મોહનલાલે તે નૃત્યાંગનાનું બીજી વખત ગાયન સ્વતઃ કરાવ્યું અને તે નૃત્યાંગનાના નાદે એટલો લાગ્યો કે, પોતાના ઘરની તમામ મિલ્કત આ નાદમાં તેણે બરબાદ કરી નાંખી. રમાબાઇના દાગીનામાથી રમાબાઇ પાસે નાકની જડ સરીખી પણ શિલકમાં મોહનલાલે રહેવા દીધી ન હોતી ઘર મારવાડી ને ત્યાં ગીરો મુકેલું હતું, તે મારવાડીએ પોતાનું લહેણું વસુલ કરવાર્થે ઘર પોતાના કબજામાં કરવાની ડિગ્રી બજાવી ત્યારેજ મોહનલાલની આખ ઉઘડી! ઘરમાં સુદામાનાં બચ્ચાં માફક દેવેંદ્ર ભૂખે મરવા લાગ્યો હતો, રમાબાઇ પણ ઋષિપત્નિ માફક પોતાને પતિને ઉપદેશ કર્યો કે, પ્રાણનાથ! કંઇક નોકરી શોધી કાઢી ઉદર નિર્વાહનું સાધન શોધી કાર્યમાં પ્રવૃત્ત થવાથી અંતઃકરણમાં લાગેલા જખમો જરૂર વિસારે પડશે." પત્નિનું આ વાકય સાંભળી મોહનલાલ ખરેખર કર્તવ્ય પરાયણ બનવા ઉત્સાહી બન્યો. નશીબ દેવીયે કંઇક યારી આપી અને મોહનલાલના એક કોલેજના સહાધ્યાયીની મહેનતથી એક મારવાડી ની ઓફીસમાં ચાલીશ રૂપીયાના દરમાયાની નોકરી મળી. મોહનલાલે ગરીબીમાં સંતોષથી પોતાનો સંસાર પુનઃચલાવવા માંડયો. પરંતુ વિધિ કોણ જાણે તેના કયા જન્મના કર્મોનું ફળ આપવા તેની પાછળ તૈયાર થઇ હતી કે, મોહનલાલ એકદમ શ્રીમંત થવાના રસ્તશોધવા લાગ્યો. તેણે કલકત્તાની લોટરીમાં પૈસા ભર્યા પરંતુ તેમાં તે ફાવી શકયો નહિ. જુગાર ખેલતાં તો તે પ્રથમ કલબમાં શીખ્યો હતો, તે શિક્ષિણ

આ વખતે તેના મગજમાં તરવરી આવ્યું; અને તેણે જુગારખાનામાં જવાની પુનઃ શરૂઆત કરી, તેમાં પણ તે ફાવી શકયો નહિ, પરંતુ હાર્યો જુગારી બમણું રમે, તે લૌકિક પ્રમાણે તે આશામાંને આશામાં વધુ તણાતો જતો હતો.

મોહનલાલની નોકરી ચેવલવાડી, કોલભાટ લાઇનમાં આવેલી એક મારવાડીની ઓફીસમાં હોવાથી, તે ચીરા બજારના નાકા ઉપર એક ઓરડી ભાડે રાખી ત્યાં રહેતો હતો. દેવેંદ્રના જન્મબાદ રમાબાઇને એક છોકરી થઇ હતી તેનું નામ 'સૂર્યકાન્તા' પાડયું હતું. ગરીબાઇમાં જન્મ પામેલી બાળા ઉપર રમાબાઇની અતિ પ્રિતી હતી! મોટી થતાં પોતાની કુખને દીપાવે તેવી રીતનું તેને શિક્ષણ આપી ખરેખર તેને હું એક આદર્શ આર્યબાળા બનાવીશ. પરંતુ મનુષ્ય ધારે છે એક અને ઇશ્વર કરે તે અન્ય. રમાબાઇની અંતર અભિલાષાઓ અંતરમાં જન્મી અને અંતરમાં લય પામી! સૂર્યકાંતા ત્રણ મહિનાની થતા અગાઉ દેવના દરબારમાં પોતાનું બાળપણુ ગાળવા ચાલી ગઇ! મોહનલાલનો દેવેંદ્ર ઉપરનો સ્નેહ અદ્યાપિ પર્યંત જેવોને તેવો કાયમજ હતો. પોતાની ગમે તેવી કફોડી સ્થિતિ આવી ગયા છતાં દેવેંદ્રના એકપણ શબ્દને મોહનલાલે ઉથાપ્યો નહોતો!—દેવેંદ્રની અનેક ઇચ્છાઓને પૂર્ણ કરતો. સૂર્યકાંતાને ગુજરી ગયા બાદ દેવેંદ્રને રમવા માટે મોહનલાલે એક કુત્રો પાળ્યો હતો; તે નિમકહલાલ પ્રાણી દેવેંદ્રથી એટલું તો હળી ગએલું હતું કે, કોઇપણ સમયે દેવેંદ્રથી દૂર થયું નહોતું; તેમજ દેવેંદ્રને પણ પોતાના પ્રિય કુત્રા સિવાય ચેન પડતું નહોતું! અકસ્માત થયા બાદ દેવેંદ્રને જે વેળાએ તે બાઇએ મોટરમાં સુવાડયો, તે સમયે તે કુત્રો પોતાના ધણીની વાસ સુંઘતો સુંઘતો મોટારમાં ચઢેલો

આપણે જોઇ આવ્યા છીએ. તે કુત્રો બીજો કોઇ નહિ પણ તે નિમક-હલાલ પ્રાણી આપણા દેવેંદ્રનુંજ હતું !

મોહનલાલ પોતાની ઓફીસેથી છુટીને ઘેર આવ્યો તે વેળાએ ફક્ત તેની પાસે બે આનાના છુટા પૈસા પડેલાં હતાં. પહેલેથી શ્રીમંતાઇમાં ઉછરેલા મોહનલાલના હાથમાં મન પુરતી શિલક નહિ હોવાથી, આજ આખી રાત્રીભર ઘેર રહેવાનો મોહનલાલે નિશ્ચય કર્યો હતો; પરંતુ દેવેંદ્રના ગળામાં ઘાલેલી ચાંદીનીમાળા દેખતાં મોહનલાલ પોતાના નિશ્ચય ઉપર કેટલો દ્રઢ રહી શકયો તે વાંચકવર્ગ ઉપર જોઈ આવ્યો હોવાથી અત્રે પુનરાવૃત્તી કરવાની આવશકયતા નથી.-યુક્તિ-પ્રયુક્તિથી દેવેંદ્રના ગળાની માળા હસ્તગત કરી જુગાર રમવા જવાની મોહનલાલે ઇચ્છા કરી અને પોતાના કરેલા નિશ્ચયને તરતજ શ્રીફળ આપો આપ મળ્યું. ! મોહનલાલના નિશ્ચયને આવી રીતે એક નહિ પણ અનેક વખત શ્રીફળ મળ્યાં હશે. કારણ કે જ્યારે જ્યારે તે જુગાર રમવા જતો હતો ત્યારે ત્યારે એવા નિશ્ચયો કરી જતો હતો કે, આજ જો કદાપિ ભૂલે ચુકે નશિબ દેવીએ પોતાનું પ્રબળ બતાવી આપણો સીતારો સુધાર્યો અને આપણે ફાવી ગયા તો પુનઃ કોઇપણ વેળાએ પાસા અગર પત્તાને હાથ સરખો લગાડીશ નહિં. આજે પણ આવી પ્રતીજ્ઞા કરીને મોહનલાલ દેવેંદ્રને રસ્તામાં મૂકી જુગાર રમવા નિષ્ઠુર હૃદયે ગયો હતો (!)

અપૂર્ણ

“ સ્નેહયોગી.”

# એક ખુલાસો

થોડો સમય થયાં 'પુષ્પહાર' અને તેના તંત્રીના સંબંધમાં કેટલીક અઘટીત ટીકા એક ચીંથરીઆ માસિક પત્રમાં આવવા લાગી છે. અત્યાર સુધી અમે તે સંબંધમાં મૌન ધારણ કર્યું હતું પણ ખુલાસાના અભાવે કદાચ અસત્ય પણ સત્ય થઈ જાય એવા ભયથીજ આ ખુલાસો બહાર પાડવાની ફરજ પડી છે. છેલ્લી ટીકા અને તેના સંબંધમાં અમારો તથા જેને માટે ટીકા થઈ છે તે અમારા નિઃસ્વાર્થી લેખક અંબેલાલ સવરામભાઇ દેસાઇનો ખુલાસો નીચે મુજબ છે.

"નવા જમાનામાં નવો બહાર પારકે પૈસે પરમાનંદ અથવા "તારા જ કોદરા ને તારોજ દારૂ, જો નામ થાય મારૂ તો કેવું લાગે સારૂ" ! ! એ વળી મહોકાણ શી છે ? જરા ધ્યાન આપો

લાંબો સમયની વાત નથી પણ ગત વર્ષના "ગુજરાતી"ના દિવાળીના અંકમાં જાણીતા સાક્ષરતા પો. અડાલજા એલ. ટી. એમ એઓ સાહેબે તરફથી "સંદય સમાધિ" એ નામની એક વાર્તા પોતાને પુરુષે નામે પ્રગટ થએલી છે તેજ વાર્તા તેજ હેડીંગ સાથે વાક્ય રચનામાં યત્કિંચિત ફેરફાર કરીને અને આરંભમાં વાર્તાના હાર્દને બીલકુલ બંધબેસતી ન થઈ પડે એવી મિ, "કલાપી" ના કાવ્યની બે લીટીઓ અલંકાર તરીકે મુકીને સુરતથી પગટ થતા "પુષ્પહાર" માસિકના નવેમ્બર ૧૯૧૭ ના અંકમાં કોઇ અંબેલાલ સ. દેસાઈએ લેખક તરીકે પોતાનું નામ આપીને ક્યોક પ્રસિદ્ધ કરાવી છે. મિ. અંબેલાલ એક જાણીતા લેખક છે છતાં તેમને

આવી બુદ્ધિ કેમ સુઝી હશે? તે માટે અમને આશ્ચર્ય થાય છે! તે માસિકના સંપાદક શ્રીયુત ચંપકલાલ, પોતાના માસિકના એક અંકમાં નામધારી નિર્બળ લેખકો ઉપર સખ્ત પ્રહાર કરીને સ્વતંત્ર લેખકોની ખોટ બતાવે છે (અને આડકતરી રીતે એમ સાબીત કરવા માંગે છે કે તેમના માસિકમાં બધા સ્વતંત્ર કૃતિએ લખનારાજ લેખકો છે!!) તો એક જાણીતા પેપરમાં જાણીતા સાક્ષરને હાથે લખાયલી વાર્તા પોતાના માસિકમાં પ્રગટ થવા પામે તત્સંબંધે તેઓશ્રી જાણે કુંભકર્ણની નિંદ્રામાં સુતેલા હોઈને કશુંજ જાણતા ન હોય અને પોતાના માસિકમાં છપાયલી વાર્તાને માટે તેમને કાંઈ જોખમદારીજ ન હોય એવો ભાવ આ ઉપરથી અમને તો દ્રશ્ય થાય છે. ભવિષ્યમાં તે માસિકનાં સંપાદક અને લેખકો પોતાની જોખમદારી સમજે અને તે માસિકની વિશેષ ઉન્નતિ થાય; તેમજ કટુ પણ અંતરથી હિત કહેનારા તટસ્થ વૃત્તિના લેખકો ઉપર તેઓની ક્રોધની જ્વાળા વર્ષવા ન પામે એવી શ્રી જગન્નિયંતા પ્રત્યે શુભેચ્છાપૂર્વક પ્રાર્થના સાથે વિરમવામાં આવે છે.

## અમારો ખુલાસો.

આ ઉપરની ટીકા જાણીતા હથોડા બહાદુર લેખક નારદે કરી છે. અમને આશ્ચર્ય થાય છે કે બિચારા નારદ સ્વર્ગથી દુનિયા સુધીનો લાંબો માર્ગ કાપવા છતાં પોતાની લાકડા લડાવવાની વૃત્તિને કેમ ભૂલ્યા નહિ હોય? ઉપર જણાવેલા જાણીતા સાક્ષર તા.પો. અડાલજાએ અત્યાર સુધી સાહિત્ય ક્ષેત્રમાં એક બે અનુવાદો શિવાય બીજી કંઈ સેવા બજાવેલી અમારી જાણમાં નથી અને ઘણા ખરા તો તેમને લેખક તરીકે પણ ઓળખતા નથી ત્યારે તેઓશ્રી જાણીતા સાક્ષર ક્યાંથી થયા? શું સાક્ષર બનવાની અભિલાષાવાળા શ્રીયુત નારદે હાલના મોંઘવારીના વખતમાં સાહિત્યના બજારમાં સસ્તે ભાવે સાક્ષરનો ખીતાબ આપવાના ઇજારો રાખ્યો છે? ઓરીજીનલ લખનારા,

માનથી ધરાઇને ઓડકાર ખાતાં (કારણ કે એમના લખવા મુજબ ઘણા લેખકો માન ક્ષુધાતુર હોય છે. એ બિચારા તૃપ્ત થએલા છે. ફક્ત માન અને પ્રશંસાની સહેજસાજ ભૂખ બાકી રહી હશે કે કોણ જાણે કેમ પણ થોડા સમય ઉપર અમારા ઉપર તેમણે તેમનો પક્ષ લેનાર તેમના ચીંથરીઆ માસિકપત્રનો અને નારદના લેખોની પ્રશંસા "પુષ્પહાર" માં છાપવા તેમણે એક ખાનગી પત્ર લખ્યો હતો. અને બદલામાં "પુષ્પહાર" નો સુંદર રીવ્યુ તેમના ચાલુ જમાનામાં લેવા લખ્યું હતું. તેમનો આ પત્ર હવે પછી અમે છાપીશું. "પુષ્પહાર" ની એવી ખોટી પ્રશંસા અમે ઇચ્છતા નહોતા તેમજ શ્રીયુતના લેખે અમને મીઠા વગરના લાગ્યા તેથી અમે તેમની માંગણીનો સ્વીકાર કર્યો નહેતો. આ ઉપરથી વાંચકવર્ગ સારૂ જોઇ શકશે કે સંપાદકો ઉપર પોતાના લેખોના વખાણ લખવા આગ્રહ કરનાર નારદ માન ક્ષુધાતુર છે કે 'પુષ્પહાર' માટે ઘરના કાગળ અને ઘરની શાહી વાપરી શ્રમ વેઠનાર 'પુષ્પહાર' ના લેખકો માન ક્ષુધાતુર છે! તેમાં પણ રા. અંબેલાલ સાથેના અંગત પરિચય ઉપરથી અમે જોઇ શક્યા છીએ કે એ ભાઇ દેશ અને સમાજની ઉન્નતિ માટે નિઃસ્વાર્થપણે અત્યંત શ્રમ વેઠે છે. આવા લેખકને માન ક્ષુધાતુર લખનાર નારદની અધમ વૃત્તિને માટે શું લખવું? શ્રીયુત નારદના મગજની સ્થિતીને માટે અમને બહુજ ભય છે કારણ કે સદ્‌ગત્ સાક્ષર રત્ન "કલાપી" જેની વિદ્વતા માટે આખું ગુજરાત અને કાઠીયાવાડ મગરૂર છે તેને શ્રીમાન નારદ 'મિસ્ટર' લખે છે અને તા. પો. અડાલજા જેઓ કદાચ લેખક હશે પણ અત્યાર સુધી બીલકુલ અજાણ્યા છે તેમને સાક્ષર બનાવી દે છે. અમને એથી વધારે વધારે આશ્ચર્ય એટલા માટે થાય છે કે

અને શ્રીયુત નારદે પોતાના મગજની અવ્યવસ્થીત હાલતમાં ગમે તેમ ચીતરી માર્યું પણ "તાપથી ફુટે નહીં તેવી ચીમની" ના જનરલ પા ઉર્ફે તે પત્રના તંત્રીશ્રી ( ભાઈ નારદ ! એ તમારા તંત્રી શ્રી પણ સાક્ષર હોય તો જણાવજો એટલે હવેથી તેમને સાક્ષર તરીકે સંબોધન કરીશું) એ પણ તે છાપતા પહેલા કયા વાંચીને ત્યાંના ચશ્મા પહેર્યા હશે ? અથવા તેમણે વાંચવાનીજ તસ્દી નહિ લીધી હોય? (ખરાકીના દબાણને લીધે કે તેમની નેત્ર શકિતજ મંદ હશે ? અથવા તેમણે તેમના સ્નેહી નારદના "તારા કોદરા ને તારોજ દારૂ"નું સેવન કર્યું હશે ? ભગવાન જાણે પણ 'પુષ્પહાર'ના તંત્રીને તેની જોખમદારી સમજાવનારા નારદના સ્નેહીએ પોતાની જોખમદારીનો ખ્યાલ નહિં કર્યો હોય ? ભાઇ નારદ અમારા હિતેચ્છુ છે તેમ અમે પણ તેમનું હિત ઇચ્છનારાજ છીએ અને તેથીજ અમારી તેમને આગ્રહ પૂર્વક ભલામણ છે કે તેમણે કોઈ સારા ડાકટર પાસે તેમના મગજની સ્થિતી તપાસાવવી નહિં તો અમને ભય છે કે થોડાજ સમયમાં અમારા વાંચક વર્ગને જાણીતા સ્વતંત્ર કૃતિએ લખનાર લેખક નારદનાં 'મેડ' થઇ ગયાના સમાચાર આપતાં અમને દીલગીરીના દરીયામાં ડુબકા ખાવા પડશે. 'પુષ્પહાર' ના તંત્રીને તેની જોખમદારી સમજાવતાં પહેલાં શ્રીયુત નારદે પોતાના મગજની જોખમ ભરી હાલત સમજવાની ખાસ જરૂર છે.

## લેખકનો ખુલાસો.

ભાઇશ્રી ચંપકલાલભાઇ,

મારી વાર્તા માટે પ્રગટ થયલી ટીકા વાંચી તેના સંબંધમાં મારો ખુલાસો નીચે મુજબ છે તે યથાવકાશે છાપશો.

"સૌંદર્ય સમાધિ" ના હેડીંગ સાથે વાર્તા બંગાળી ભાષામાં એક

જાણીતા વિદ્વાને લખી છે ત્યાર બાદ મરાઠી ભાષામાં એજ મતલબની એક વાર્તા લખાયલી છે. એ ઉભય વાર્તાઓમાંથી માત્ર કેટલોક આધાર લઇ મેં તદન નવેસરથી એ વાર્તા લખી છે. બંગાળી ભાષાનું 'સૌંદર્ય સમાધિ' એ હેડીંગ મને પસંદ પડવાથી મેં કાયમ રાખ્યું હતું. મરાઠી અને બંગાળીના આધારે લખાયલી મારી વાર્તા અને તા. પો. અડાજાની "સૌંદર્ય સમાધિ" વચ્ચે માત્ર વાકય રચનાનોજ ફેર હોય તો પછી એ કહેવાત સાક્ષરે એ વાર્તા સ્વતંત્ર રીતે કેમ લખી હશે ? મને આશા છે કે જાણીતાસાક્ષર અથવા તેમના વગર ફીના વકીલ નારદ બન્નેમાંથી એક પણ આ સંબંધમાં ખુલાસો કરશેજ.

લી. અં. સ. દેશાઇ.

---

# બાળ સુધા.

સુવાવડ વખતે યા એવા બીજા કોઇ વખતે ઘણી ખરી બાઈઓને દૂધ હોતું નથી એવી ફરીયાદ સાંભળી ખરેખર દયા ઉત્પન્ન થાય છે અને માનું દુધ કોમળ બચ્ચાંને ન મળવાથી મરણ થાય છે, એવો પ્રસંગ ન આવે તેટલા સારૂ "બાળ સુધા" નો ઉપયોગ કરવા. કરાવવા મહેરબાની કરશો, એ વનસ્પતિના રૂચિકર તરકારી ફાયદો કરનારાં મૂળીયાં છે. આને દુધ થયા બાદ (કિમ્મત રૂ૦ ૧) સવાયમેં અમારા તરફ મોકલી આપવા લખો:—

કોઠલા મહેતા સ્કુલ માસ્તર.

મુ૦ પારડી—પોષ્ટ—બુહારી.




ભેટનું પુસ્તક પ્રગટ થયા પછી 'પુષ્પહાર' નો સચિત્ર ખાસ અંક પ્રગટ થતા અનિવાર્ય ઢીલ થઇ તેથી વાંચકવર્ગ કંઇક નારાજ થયો છતાં એ અંક જોવાથી એટલો તો જરૂર નિશ્ચય થશેજ કે ગુજરાતી ભાષામાં પ્રગટ થતા માસિક પત્રોમાં આટલા લવાજમમાં જેટલું આપી શકાય તેથી કંઇક વધુ અમે કરી બતાવ્યું છે. આ અંક સચિત્ર અંક પછી ટુંક સમયમાંજ બહાર પડે છે અને હવે પછી તદન નિયમિતજ પ્રગટ કરવાની અમે અમારાથી બને તેટલી વ્યવસ્થા કરી છે. પત્રનો દરેક અંક સચિત્ર પ્રગટ કરવાની કેટલેક સ્થળેથી માગણી થાય છે પણ ગ્રાહકોની હાલની સંખ્યા અને કાગળો તથા છાપવાના સાહિત્યની વધતી જતી મોંઘવારીને લીધે અમે એવું સાહસ કરી શકીએ તેમ નથી છતાં 'પુષ્પહાર' ના બે હજાર ગ્રાહકો થાય તો દરેક અંક સચિત્ર કરવા યોજના અમે કરી શકીયે. જો કે હાલના સમયમાં એમાં અમને મોટું સાહસ કરવું પડશે પણ અમને ચહાનારા વર્ગના સંતોષને ખાતર અમે તેમ કરીશુંજ. આ સંખ્યા પૂર્ણ કરવા માટે અમે અમારાથી બનતા પ્રયત્નો કરીએ છીએ. અને અમારો વાંચક વર્ગ અમને મદદ કરે તો એ કાર્ય કંઇક સ્હેલું થાય અને પત્રને તુરતમાંજ સચિત્ર કરી શકીયે.

પુષ્પહાર'નાં વિષયો સંબંધમાં કેવો ફેરફાર થયો છે તે વાંચકોની જાણ બહાર નથી. ગ્રાહકો વધારનારને શ્રમ માટે અમે યથાશક્તિ બદલો આપીએ છીએ તે માટે આ અંકની નવી ઇનામી યોજના જોવાથી સમજણ પડશે. આશા છે કે અમારા ગ્રાહક બંધુઓ જરૂર નવિન ગ્રાહકો મેળવી આપી પત્રને સચિત્ર કરવાના પ્રયત્નમાં સહાય કરશેજ. અમારા ગ્રાહકોને નવિન ગ્રાહકો મેળવવાનું સહેલું થાય તેથી સીલકમાં હશે ત્યાં સુધી અમારા ગ્રાહકો મારફત થયલા નવિન ગ્રાહકોને અમે ભેટનું પુસ્તક "શૈલમાળા" આપીશું. આશા છે કે સાથેના કાર્ડમાં બની શકે તેટલા ગ્રાહકોના નામ દરેક બંધુ જરૂર મોકલાવશો,

વ્યવસ્થાપક

---

સંતાન પ્રાપ્તિ માટે

## યોગી મહાત્મા રામદાસજીનો

# ચમત્કારીક ઈલાજ.

જેઓને સંતાન ન થતાં હોય, અથવા કસુવાવડ થઇ જતી હોય તેઓએ મહાત્મા રામદાસજીની દવાને એક કેળના પાનમાં વીંટી રૂતુના ત્રીજે દીવસે તુલશીના ઝાડ નીચે દાટી બીજે દિવસે કાઢી તેના ત્રણ ભાગ કરી ત્રણ દીવસ ખાવાથી રોગ તથા નડતર દુર થઇ ત્રણજ માસમાં સ્ત્રી ગર્ભવંતી બને છે,

વધુ વીગત માટે મળો યા લખો

મંત્રી—રામ આશ્રમ.

ભાવનગર.

# પ્રભુ આજ વ્હેલા આવજો!

રક્ત ગોળો ભાનુનો ધીમે ઉતરતો પશ્ચિમે,
કંઇ પક્ષીઓ કલરવ કરી ઝાડો મહીં છૂપતાં દીસે;
નાથનાં નયણાં સમા કંઇ તારલાઓ ઝગમગે,
પ્રિય ચન્દ્રની ચન્દા રૂડી, વળી હાસ્ય કરતી સહુ જગે.
હું સમય એવે હસ્તમાં લઈ પુષ્પહાર ઉભી હતી,
"અર્પીશ મ્હારા દેવને" એમ હૃદયમાં વિચારતી;
પાષાણની પૂતળી પ્રમાણે બોલતી ના હાલતી,
"હજી નાથ કેમ નહીં આવીઆ ?" એમ હૃદયને હું પૂછતી.
મમ હૃદય કેરાં યંત્રની ચાવી રહી છે તમ કને,
એ ચાવી વિણના હૃદય-તાળું અન્ય કોઇ ખોલી શકે;
હું સ્વામિની છું ગૃહ તણી પણ આપ સ્વામી માહ્યરા,
શ્રેષ્ટ જીવન તમ વડે નહીં તો બધુ આ જગ વૃથા,
"વ્હેલો ફરીશ દેવી જરૂર" એમ નિત્ય મુખે બોલતા,
વીત્યે સમય આ દિલને વળી અંગ ઘેલાં બની જતાં;
હાંફતી છાતી અને ના ચિત્ત ક્યાંયે ચોંટતું,
નાથ વિણ આરામ ના, બસ નાથને દિલ શોધતું.
વીણા અહીં મેં કર મહીં સંગીતને આલાપવા,
સ્પર્શતાં એ તારને, સહુ "દેવ" સ્વર એ કાઢતા;
પ્રાણ કહું છું કરગરી. ના સ્થિતિ એવી લાવજો,
સોગન દઉં છું આપને, પ્રભુ આજ વ્હેલા આવજો.

અંબેલાલ સવરામભાઈ દેશાઇ.

# ઇનામમાળા.



"પુષ્પહાર" ના આ વર્ષે બે હજાર ગ્રાહકોની સંખ્યા પૂર્ણ કરવા માટેજ આ ઇનામી યોજનાની ગોઠવણ કરવામાં આવી છે. આ ઇનામી યોજનામાં અમારા ગ્રાહકોજ દાખલ થઇ શકશે. વધારેલા ગ્રાહકોના લવાજમ વસુલ થયા પછી નીચેના ઇનામો તુરતજ રવાને કરવામાં આવશે. પોષ્ટ ખર્ચ ઇનામ મેળવનારે આપવું પડશે.

પુષ્પહારના આઠ ગ્રાહક વધારનારને

# પ્રેમની આહુતિ

ગુજરાતના જાણીતા લેખક વસન્તની કલમથી લખાયલી વીર શૃંગાર અને હાસ્ય રસથી ભરપુર અત્યુતમ ઐતિહાસિક નવલ કથા પૃષ્ટ ૩૦૦ પાકુ બાઇન્ડીંગ સોનેરી નામ.

ॐ

# પ્રેમભંગ

વાવ્યું ગુલાબ ગુણિ બાગ મહી પ્રિતેથી,
મોટું કર્યો મધુર પાણિ સિંચી પ્રિતેથી,
આવ્યૂ રૂડું નવલ રક્ત-સુપુષ્પ તેને,
નિરખી ખુશાલિ ઉપજે કરિ સ્પર્શ જેને—(૧)
પ્રેમે લઈ હૃદય સાથ સુપુષ્પ ચાંપ્યૂ,
આશ્ચર્ય ! મોદ બદલે અતિ ઊર આપ્યૂં.
તેને રૂડી રૂચિરતા ત્યજી મ્લાન જોઇ,
હર્ષોર્મિં મેં ઉછળતી હૃદયેથી ખોઈ—(૨)

☘ ☘ ☘

'મારૂં—મારૂં વિમલ ફુલ આ' એમ ચિત્તે કહેતી,
ભ્રાંતી ટાળી સકલ સુખમાં મોદથી મત્ત રહેતી,
સ્થાપ્યો પહેલાં નવલ ઉમદા પ્રેમ હું ભોળિનામાં,
જાણ્યૂં ના કે નજીક ધરતાં મ્લાન થાશે જરામાં—(૩)

☘ ☘ ☘

પોતાની ગુણિ વસ્તૂ, પ્રાણ થકી પણ પ્રિતી અતી ધારી,
અપ્રિય તેને થાતાં, સર્વસ્વી 'બાલ' કલ્પના હારી—(૪)

'બાલકવિ'-જામનગર.

## માત્ર છ ગ્રાહક વધારનારને

# મૃણાલિની

સાહિત્ય સામ્રાટ બાબુ બંકીમચન્દ્રની કસાયલી કલમથી લખાયલી સુબોધક નવલકથા, ગાયકવાડ સરકારની લાયબ્રેરીઓ માટે મંજુર થઇ છે. ઉંચા ગ્લેઝડ કાગળો પૃષ્ટ ૨૦૦ સાથે ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ લેખક સેકસપીયરના 'મેકબેથ' નામે નાટક ઉપરથી શ્રીયુત નારાયણ વસનજીઠક્કરે ઉપજાવી કાઢેલા "માલવકેતુ નાટક" નામે વીર, શ્રૃંગાર અને હાસ્ય રસ પુર્ણ નાટક પણ મળશે.

—માત્ર પાંચ ગ્રાહક વધારનારને—

# સુરતીલાલ.

## બોધદાયક સચિત્ર સમાજીક નવલકથા

અગાઉ મુંબઇથી પ્રગટ થતા "ભીમસેન" અને ગડ ગડાટ પત્રોના અધિપતિ શ્રીયુત નગીનદાસ મંછારામની કલમથી લખાયલી આ નવલ કથામાં સટ્ટાની ખરાબી સ્વાર્થ મિત્રોની કપટજાળ, અર્ધદગ્ધ યુવકોની માઠી હાલત, કુસંગતથી કમબખ્તી વિગેરે રસપૂર્ણ સરળ ભાષામાં "સોળ સુંદર ચિત્રો" સાથે લખાયલા છે. પૃષ્ટ ૩૦૦ ઉપરાત ઉંચા ગ્લેઝડ કાગળો પાકુ બાઈન્ડીંગ અને સોનેરી નામ.

# વિદ્યા અને વ્યવહાર.

જે પ્રજા વિદ્યામાં આગળ વધે છે અને વ્યવહારમાં ધંધો ઉદ્યોગ ઉત્સાહથી કરી શકે છે તે પ્રજા દુનીયામાં નામાંકિત નીવડે છે. વિદ્યામાં આગળ વધવું અને ધંધો ઉદ્યોગ ઉત્સાહથી કરવો એ બન્ને બાબત શરીરની તંદુરસ્તી પુરતું કૌવત અને મગજની શકિત એઓના પર આધાર રાખે છે.

તમારા ધ્યાનમાં હોવું જોઇએ કે પ્રખ્યાત આતંકનિગ્રહ ગોળીઓ કે જે આતંકનિગ્રહ ઔષધાલયમાં તૈયાર થતા અનેક ઔષધ રત્નોમાં એક અલૌકીક પ્રકાશ ધરાવતું ઉત્તમમાં ઉત્તમ ઔષધ રત્ન છે. જેને વગર માગણીએ અસંખ્ય ઉત્તમ સર્ટીફીકેટો મલ્યા છે અને મળતાં રહ્યાં છે, જે પોતાના ગુણોથી અમૃતની બરોબરી કરે છે અને મનુષ્યને મૃત્યુની છાયામાંથી બચાવી લે છે અને જેનો ફેલાવો દુનીયામાં બધા દેશોમાં તેના ઉત્તમ ચમત્કારને લઇને થઇ રહ્યો છે તે ગોળીઓ શરીરને રોગ અને નબળાઇથી છુટું કરી તંદુરસ્ત બનાવે છે. શરીરમાં પુરતું કૌવત આપે છે અને મગજની શકિતને મજબુત કરે છે.

**કિમત-ગોળી ૩૨ની ડબી એકનો રૂપિયો ૧ એક**

સુરત એજન્ટ.
રા. રા. ઉતમરામ ઉમેદરામ
રેશમવાળા ઝાંપાબજાર
સુરત.

વૈદશાસ્ત્રી
મણિશંકર ગોવિંદજી
માલેક-આતંક નિગ્રહ ઔષધાલય
જામનગર-કાઠીયાવાડ.

# જાણો છો?

કે

આ આશ્રમમાં હિંદુજાતીનાં ૧૦૦ અનાથ બાળકો અને અશકતો હિંદુ વર્ણવ્યવસ્થા પ્રમાણે પળાતાં હોવાથી આર્થીક સહાયની ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચોડાવી અમર નામ કરો.

રૂા. ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડ પર નામ લખાવી યાદગીરી રખાવો.

દરેક જાતનાં દાન લેવાય છે, દરેક વસ્તુના દાનની જરૂર છે. દરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તેથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષીક રીપોર્ટમાં પ્રસીદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

**મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.**

આ પત્ર સુરત ખપાટીયા ચકલા રૂ૫ આ. ૨ના ખુ. અ. ના વાસુરત "જૈન" એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમા પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યુ અને ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ સુરત-બેગમપુરા. ચુલામોદીનાપોળમા આવેલી "પુષ્પહાર" ઑફીસમાથી પ્રગટકર્યું.

મફત! મફત!! તદ્દન મફત!!!

# માત્ર થોડા વખત માટેજ

**સુપ્રસિદ્ધ બંગ સાહિત્યસમ્રાટ બાબુ બંકિમચંદ્રની વીર, શૃંગાર અને હાસ્યરસથી ભરપુર ઐતિહાસિક નવલકથા.**

## મૃણાલિની

**આ** અત્યુત્તમ નવલકથાનો સુપ્રસિદ્ધ ગુર્જર લેખક બાલકવિએ અનુવાદ કર્યો છે પુસ્તકમાં આચાર્યનો શિષ્યોપદેશ, અદ્‌ભૂત પતિભક્તિ, દુઃખના ડુંગરો, અડગ ધૈર્ય વિગેરે વિષયો બહુજ રસભરી ભાષામાં લખાયલા છે. ઉંચા ગ્લેઝડ કાગળો પૃષ્ટ ૨૦૦ છતાં સાથે——

## [illegible]

**ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ લેખક સેકસપીયરના "મેકબેથ" નામે અત્યુત્તમ નાટક ઉપરથી શ્રીયુત નારાયણ વસનજી ઠક્કુરે અનુવાદ કર્યો છે તે બાર આનાના મૂલ્યનુ નાટક ભેટ.**

[illegible]

**☞ પુષ્પહારના માત્ર છ ગ્રાહકો વધારનારને ઉપરના બન્ને પુસ્તકો માત્ર પોસ્ટ ખર્ચ લઇને તદ્દન મફત આપવામાં આવશે. લખોઃ—મેનેજર પુષ્પહાર સુરત.**